गुजरात वर्नाक्युलर सोसाइटी ग्रंथमाळा.

# तार्किक बोध.

(બુદ્ધિપ્રકાશના પુસ્તકો ઉપરથી).

રચનાર,

કવી૦ દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ.

બીજી આવૃત્તિ.—પ્રત ૫૦૦

अमदावाद,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.

સંવત ૧૯૪૭.——સન ૧૮૯૦.



કિમ્મત ચાર આના.

The Gujarat Vernacular Society's Series

# MORAL TALES

BY

KAVI DALPATRAM DAYABHAI, C. I. E.

( Compiled from the Buddhiprakasha. )

*Second Edition.—500 copies.*

AHMEDABAD:

Office of the Gujarat Vernacular Society.



SAMVAT 1947. — 1890 A. D.

**Price Four Annas.**

૪૫૫૩

गुजरात वर्नाक्युलर सोसाइटी प्रबंधमाळा.

# तार्किक बोध.

(બુદ્ધિપ્રકાશના પુસ્તકો ઉપર થી.)

રચનાર,

કવી० દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ.

બીજી આવૃત્તિ.—પ્રત ૫૦૦

अमदावाद,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.

સંવત ૧૯૪૭.——સન ૧૮૯૦.



કિમ્મત ચાર આના.

અમદાવાદ,
યુનિયન પ્રિંટિંગ પ્રેસમાં બેચરભાઈ નરસિંહદાસે છાપ્યું.

# प्रस्तावना.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી મેહેરબાન ટી બી. કરટીસ સાહેબે મને આજ્ઞા કરી, કે બુદ્ધિપ્રકાશ ચોપાનિયામાંથી સારા સારા વિષયોનો સંગ્રહ કરીને, મળતા વિષયોની ચાર ચાર આનાની કિંમતની ચાર ચોપડીઓ કરવી. તેથી વિદ્યા ભણવાની ઉસકેરણીના મેં લખેલા વિષયોનો સંગ્રહ કરીને, પ્રથમ વિદ્યાબોધ નામની ચોપડી મેં તૈયાર કરી. પછી નાના પ્રકારની તાર્કિક વાતો મેં જોડી કાઢીને બુદ્ધિપ્રકાશમાં દાખલ કરેલી હતી, તેમાંથી કેટલીએક વાતોનો સંગ્રહ કરીને આ બીજી ચોપડી તૈયાર કરી. તે તાર્કિક વાતોથી વાંચનારને બોધ થાય એવી વાતો છે, માટે આ ચોપડીનું નામ તાર્કિકબોધ રાખ્યુંછે. તેમાં ૧૫ વિષયો દાખલ કર્યાછે; અને કૂરચંદ તથા સુરચંદનો સંવાદ લઈને એક તંત્ર જોડી દીધોછે.

તેમાં પહેલા ત્રણ વિષયોમાં માણસ ઉપર દયા રાખીને તેઓને સુધારવા બાબત છે. પછીના ત્રણ વિષયોમાં કેવા પુસ્તક ઉપર પાકો ભરૂંસો રાખવો, તથા વિદ્વાનોની પરીક્ષા કેવી રીતે કરવી, તે બાબત છે. પછી સાતમા અને આઠમા વિષયોમાં મરનાર માણસની કેડે રોવું કુટવું નહિ, તથા અતિશે દીલગીર થવું નહિ, તે બાબતછે. તે પછીના ત્રણ વિષયોમાં બાળકને કેળવણી આપવા બાબત છે. પછીના ત્રણમાં દેશી રાજાઓને તથા પ્રજાને શીખામણ છે. અને છેલા વિષયમાં તર્કશક્તિનો અભ્યાસ કરવા બાબત છે.

આ ચોપડીમાં રમુજ સાથે બોધ છે, તે અસરકારક છે.

દલ. ડાહ્યા.

# अनुक्रमणिका.





# तार्किक बोध.

### ભુજંગી છંદ.

મચ્યો થૈ મચાણૂ શુણો મિત્ર મારા; પ્રજાના જનોને ગણો પુર્ણ પ્યારા;
તમે બોધ તાર્કીક ચિત્તે વિચારો; સ્વદેશી જનોને સુરીતે સુધારો. ૧
સજોરે સુધારો, તજો વાત આડી; સુધારાવિષે આ જુઓ આગગાડી;
જુનો રાહ મુંગે જતાં જે ન છોડે, કહો તે કદી જૈ શકે કષ્ટ થોડે? ૨



## क्रूरचंद, सुरचंद विषे. १.

પંજાબનો રહેવાસી કૂરચંદ, અને ગુજરાતનો સુરચંદ, એ બંને રોજગાર વાસ્તે પરદેશ જતાં રસ્તામાં એકઠા થયા. તેઓ ચાલ્યા જતા હતા તે માર્ગને એક પડખે સૂકા તળાવમાં વગર બાંધેલો કૂવો હતો, તેમાંથી કોઈ એક માણસે બૂમ પાડીને કહ્યું કે "અરે મને આમાંથી કોઈ કાઢો." તે સાંભળીને કૂરચંદે તો મનમાં કાંઈ ધાર્યું નહિ; પણ સુરચંદે જઈને જોયું તો, પાણી પીવા ઊતરતાં ખસી પડેલો અને ગભરાયલો આદમી તે કૂવામાં દીઠો. પછી તેણે કૂરચંદને બોલાવ્યો. તેણે પણ આવીને જોયું.

સુરચંદ—આપણે બંને જણ મળીને તતબીરથી આને બહાર કાઢીએ.

ક્રૂરચંદ—મારે એની કે એના બાપની ગરજ નથી. એની મેળે ઘણાએ નીકળશે. આપણે શા વાસ્તે ખોટી થવું જોઇએ?

સુરચંદ—ત્યારે તમારે જવું હોય તો જાઓ, પણ હું તો એને બહાર કાઢ્યા વિના આવીશ નહિ.

પછી તો ક્રૂરચંદને પણ રોકાવું પડ્યું; કારણ કે, રસ્તામાં એકલા જતાં તેને ચોર વગેરેની બીક લાગી. પછી બંને જણાએ પ્રયત્ન કરીને, પેલાને બહાર કાઢ્યો; એટલે તે બંનેનો તેણે ઉપકાર માન્યો, અને ઘણા સ્નેહથી ભેટીને બીજે રસ્તે જવું હતું ત્યાં ચાલ્યો ગયો.

સુરચંદે વધારે મહેનત કરી માટે તેના ઉપર તેણે વધારે પ્યાર જણાવ્યો. તેથી ક્રૂરચંદે જાણ્યું કે આ માણસ સુરચંદનો ઓળખીતો છે, માટે તેણે આટલી બધી મેહેનત લીધી. પછી બંને જણ રસ્તે ચાલતાં વાતો કરવા લાગ્યા.

ક્રૂરચંદ—એ માણસ તમારો ઓળખીતો જણાય છે?

સુરચંદ—હા, ભાઈ, ઓળખીતો તો ખરો.

ક્રૂરચંદ—એ તમારા શેઠનું માણસ છે? કે તમારા રાજાનું છે?

સુરચંદ—અમારા રાજાનું માણસ છે.

ક્રૂરચંદ—એ કાંઇ રાજાનો વધારે માનીતો છે?

સુરચંદ—હાજી, ઘણો વધારે માનીતો છે.

ક્રૂરચંદ—ત્યારે તો તમે તેને વાસ્તે આટલી મેહેનત કરો તેમાં શી નવાઇ? અને મેં પણ જાણ્યું હતું કે કાંઈ ગરજ વિના આટલી મેહેનત કોઈ કરે નહિ.

સુરચંદ—હા, ગરજ તો ખરી.

ક્રૂરચંદ—એનું નામ શું છે?

સુરચંદ—નામ તો હું જાણતો નથી.

કૂરચંદ—ત્યારે તમે તેને ક્યારે મળ્યા હતા?

સુરચંદ—હું એને આજજ મળ્યો છું, તે પેહેલાં કોઇ દિવસ મળ્યો નથી.

કૂરચંદ—તો તેની પાસે પટો, કે મહોર છાપ વગેરે કાંઈ જણાતું નહોતું, અને તમે શાથી જાણ્યું કે, તે રાજાનું માણસ છે?

સુરચંદ—એના દરેસ તથા આકાર ઉપરથી. કેમકે અમારા રાજાના માનીતા નોકરો એવા આકારના છે, અને તેઓનો દરેસ સૂત્રનો કે ઊનનો હોય છે.

કૂરચંદ—એવાં કેટલાં માણસો એ રાજાનાં છે?

સુરચંદ—વસ્તીનો હિસાબ ગણતાં રાજાનાં બહુ માનીતાં છેક થોડાં હોય છે, તે તમે જાણતાજ હશો.

કૂરચંદ—વસ્તીને લાખમે હિસ્સે રાજાનાં એવાં માનીતાં હશે?

સુરચંદ—ના ભાઇ, આવાં માનીતાં તો કરોડના, કે અબજના હિસ્સાથી પણ છેક થોડાજ છે.

કૂરચંદ—તે રાજાનું નામ શું છે?

સુરચંદ—તમે કદાપિ જાણતા નહિ હો, પણ તે રાજા તમને ઓળખે છે; અને આજ જે બનાવ બન્યો, તે વાત બધી, એ રાજાની આગળ જાહેર થશે.

એવું સાંભળીને કૂરચંદના મનમાં ધાસકો પડ્યો, અને ઘણા ભયથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું; અને ધાર્યું કે, કોઇ વખતે મારે તે રાજાના ગામમાં જવું પડશે, અને જો તે રાજા મને ઓળખતો હશે, તો આ વાતથી મારા ઉપર ઘણો ગુસ્સે થશે; કેમકે તેના નોકરને કૂવામાંથી કાઢવાની મેં પ્રથમ ના પાડી હતી.

કૂરચંદ—ભાઈ, મેહેરબાની કરીને મને કહો, કે તે કયા રાજાનું માણસ છે?

સુરચંદ—સર્વ જગતનો રાજા જે પરમેશ્વર છે, તેના રાજ્યમાં અસંખ્યાત પ્રાણીઓ છે, કે જેની ગણતી કોઇનાથી થઈ શકે નહિ, પણ તે રાજાના સહુથી વધારે માનીતાં તો માણસો છે? તે આ દુનિયામાં આશરે દોઢસે અબજ છે; અને હું એ રાજાનો ઓશિયાળો છું, માટે મારે આટલી મેહેનત કરવી પડી; કેમકે આ વાત એ રાજાની અજાણી રહેવાની નથી. માટે તે મેહેનતનો બદલો આપણને જરૂર મળશે.

એવું સાંભળીને કૂરચંદનું મન નરમ થયું, અને સમજ્યો કે કોઇ રાજાના કે શેઠના માણસને ઉગાર્યાથી તેનો ધણી ખુશી થઇને ઇનામ આપેછે, તો સર્વે માણસો ઉપર પરમેશ્વરની વધારે મેહેરબાની છે, માટે તેનો બચાવ અથવા ઉપકાર કરવાથી પરમેશ્વર તે બદલો આપ્યાવિના કેમ રહેશે?

### દોહરો.

માણસ ઉપર મન થકી, કરો કૃપા ધરિ કામ,
તો થાશે ત્રિભુવનધણી, રાજી દલપતરામ. ૧

પછી કૂરચંદ અને સુરચંદ આગળ ચાલ્યા, ત્યાં કૂરચંદે પૂછ્યું કે ભાઈ, મેં સાંભળ્યું છે કે અનંત કોટિ બ્રહ્માંડ છે; તો બ્રહ્માંડ શેને કહેવાય? અને અનંતકોટિ બ્રહ્માંડો ક્યાં હશે? તે મેહેરબાની કરીને મને સમજાવો.

સુરચંદ—બ્રહ્મ, અને અંડ, એ બે શબ્દો મળીને બ્રહ્માંડ શબ્દ થયો છે. બ્રહ્મનો મૂળ ધાતુ બૃહત્ એટલે મોટું અને અંડ એટલે ઈંડું, અથવા બ્રહ્મ એટલે ઇશ્વર, માટે ઈશ્વરી ઈંડું, એટલો તેનો અર્થ છે; અને તેનો ભાવાર્થ એ છે કે પૃથ્વી ઈંડાને આકારે છે, માટે પૃથ્વીના ગોળાનુંજ નામ બ્રહ્માંડ છે. અને તેના ઉપર ચૌદ લોક કલ્પ્યા છે, તે ભૂગોળના ચૌદ ભાગ કલ્પેલા જણાય છે. અને રાત્રીએ આકાશમાં કરોડો તારા દેખાય છે, એજ અનંતકોટિ બ્રહ્માંડ છે. તે વિષે એક વાત કહું તે સાંભળ.

# विश्वानुभव स्वप्ना विषे. २.

એક સમે રાત્રમાં મને સ્વપ્ન લાગ્યું, કે જાણે હું, તથા મેહેતાજી દુર્ગારામ મંછારામ, શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ, રણછોડભાઈ ઉદેરામ, હરીલાલ દામોદર, મનસુખરામ સુરજરામ, મગનલાલ વખતચંદ, વગેરે કેટલાએક મિત્રો મળીને પડતી રાતની વખતે શેહેર બહાર ફરવા નીકળ્યા, તે વાતો કરતા કરતા આગળ ચાલ્યા. ત્યાં એક મોહોટું વન આવ્યું. તેમાં એક પુરૂષ દીઠો. તેને અમે પૂછ્યું કે ભાઈ, તમે કોણ છો? તેણે જવાબ દીધો, કે હું કારીગર છું. અમે પૂછ્યું કે તમારૂં નામ શું? અને તમે શી, શી, કારીગરી કરી જાણો છો? તે બોલ્યો કે, મારૂં નામ વિશ્વકર્મા. હું સુતાર, કડિયા, શલાટ, કુંભાર, અને ચીતારા વગેરેનાં કામ ઝીણામાં ઝીણાં, અને મોટામાં મોટાં પણ કરી જાણું છું. અમે કહ્યું કે યુરોપખંડમાં એવા એવા કારીગરો થઈ ગયા, અને હાલ પણ છે, કે એક સોપારીમાં અથવા સોપારી જેવડા લાકડામાં રાજની ફોજ કોરવા ચાહે તો કોરી શકે. એવા નમૂના કરીને કહાડે દેખાડેલા પણ છે. તેમની પાસે સૂક્ષ્મદર્શકયંત્રો હોયછે, તે એવા કે સોપારી જેવડો પદાર્થ હોય તે પાણી ભરવાના મોટા ગોળા જેવડો દેખાય છે. તેની મદદથી એમાં સાત માળની હવેલી કોતરી હોય તો કોતરી શકાય; અને કેટલાએક એવી કારીગરી બનાવે છે કે, લાકડાનાં પૂતળાં સામસામાં બેસીને શતરંજની રમત રમે છે, બરાબર તાળમાં વાજાં બજાવે છે, અને હિસાબ પણ ગણી આપે છે. વળી પક્ષી બનાવેલાં હોય છે તે ઊડતાં ફરે, ચાંચે દાણાં ચરે, પાણી પીએ, અને બરાબર પંખીના જેવા શબ્દ બોલે છે. કારીગરીથી દરિયો બનાવે છે. તેમાં આગબોટો એની મેળે ચાલી જાય; અને બલૂન બનાવેલાં હોય, તે આકાશમાં ઊડતાં ફરે છે.

એવા એવા યુરોપખંડના કારીગરો તો હદ વાળી નાખેછે. આવી કારીગરી તમે કરી જાણો હો?

વિશ્વકર્મા—ચાલો મારા ઘરમાં મારી કારીગરી હું તમને દેખાડું.

એમ કહીને પોતાના ઘરમાં અમને તેડી ગયો. તે ઘરમાં ઝીણી ઝીણી રજ, જેવી કે સૂર્યનાં ચાંદરડાંના ઉજાસમાં આપણાં ઘરમાં દેખાયછે એવી રજ ઉડતી હતી. બીજું કાંઇ અમે ત્યાં દીઠું નહિ.

પછી તેણે પોતાનો બનાવેલો *સૂક્ષ્મદર્શક યંત્ર દરએક જણને એક એક આપ્યો. તે વડે અમે જોયું તો, ઝીણા ઝીણા રજના કણ જે ઉડતા હતા, તે અતિશે મોટા મોટા ગોળા જેવા દેખાવા લાગ્યા. તે બધાએ સરખા મોટા નહોતા. એક બીજાથી નહાના મોટા હતા. એવા કરોડો ગોળા નિરાધાર ઉડતા ફરતા હતા. તેમાં કેટલાએક તેજસ્વી ગોળા અધર સ્થિર રહેલા, તે દરએકને આસપાસ ફરતા માટીના ગોળા ઘણી ઝડપથી રેંટિયાનાં પાંખાં ફરે તેમ, ફરતા હતા. અમારી નજદીક એક સાધારણ માટીનો ગોળો હતો, તે સામી નજર ઠરાવીને અમે જોવા લાગ્યા. અહાહા! શું આશ્ચર્યકારી તેમાં કામ કરેલું હતું કે તે જોઇને અમે તો દંગ થઇ ગયા. એ ગોળો સાધારણ મોટો હતો, તોપણ સોળ હજાર ગાઉ લાંબો એક દોરો હોય, ત્યારે એ ગોળાને ફરી વળે. એવડો એ ગોળો સૂક્ષ્મદર્શક યંત્રથી દેખાતો હતો.

તે ઉપર સમુદ્રો, પર્વતો, અને મોટા મોટા દેશ દીઠા. તેમાં માટીનાં ઝાડ, પશુ, અને માણસોનાં જેવાં પૂતળાં પણ હતાં. તે એક એકની જાતમાંથી બીજાં નવાં પેદા થતાં હતાં, અને નાશ પામતાં હતા. તેઓની આંખો ચામડાંની હતી, તોપણ તેજસ્વી પદાર્થના તે-

* જ્ઞાનદૃષ્ટિ.

જની કિરણો તેઓની આંખ ઉપર પડતી હતી ત્યારે આસપાસની મોટી મોટી ચીજો છેક નજદીકમાં હોય, તેમાં પણ જેના સામી દૃષ્ટિ કરે તેટલીજ દેખી શકતાં હતાં. અમે બોલીએ તે તેઓ સાંભળી શકતાં નહોતાં. વિશ્વકર્માને અથવા અમને એ બીચારાં દેખી શકતાં નહોતાં. પણ તેઓ માંહો માંહી વાતચીત કરતાં હતાં તે અમે સાંભળી શકતા હતા. માટે કાન ધરીને અમે સાંભળવા લાગ્યા તો પૂરી રમૂજ જેવી વાતો અમે સાંભળી.

કેટલાંએક પૂતળાં તેમાંની જગ્યા સારૂ, પદાર્થ સારૂ, અથવા પોતાના હુકમમાં બીજાં પૂતળાંઓને રાખવા સારૂ સામસામાં લડી મરતાં હતાં; ત્યારે એક પૂતળું બોલવાની હુંશિયારીવાળું હતું તે બીજાને એવું કહેતું હતું કે, આ સઘળાનો બનાવનાર હું છું, અને તમને સમજાવવા સારૂ હું પેદા થયોછું, માટે મારૂં કહ્યું નહિ માનો તો હું તમારા જીવને શરીરમાંથી નીકળ્યા પછી શિક્ષા કરીશ.

વળી બીજું પૂતળું કહેતું હતું કે, આ સઘળું બનાવનાર જે છે, તેની પાસેથી હું આવ્યો છું, માટે હું કહું તેમ તમે કરો. પછી કેટલાંએક એવાની વાતો માનતાં હતાં; અને કેટલાંએક તેઓના સામે થઈને લડવા અથવા નિંદા કરવા લાગતાં હતાં. પેલાઓને એમ કહેવાનું કારણ એટલુંજ જણાતું હતું કે, સઘળાં અમારૂં કહ્યું માનીને એક જાતમાં સંપીને રહે, અને એક બીજાનું નુકશાન કરે નહિ તો ઘણું સારૂં.

પણ એમ બોલનારા ઘણા થયા, અને તેઓનાં મત કેટલીએક વાતે મળતાં રહ્યાં નહિ, તેથી એક બીજાનાં મતનાં પૂતળાં પોતાનાં મત કબુલ કરાવવા સારૂ સામસામાં વૈર કરવા લાગ્યાં; અને ઘણાં તો

લઈને કપાઈ મુઆં. એ પૂતળાં વિશ્વકર્માનું અસલ નામ શું હશે તે જાણતાં નહોતાં. પણ તેની રચના ઉપરથી અનુમાન કરીને એટલું કહેતાં હતાં કે, આપણો બનાવનાર કોઇક છે. પછી તેનાં કલ્પિત નામ પાડીને કેટલાંએક પ્રાર્થના કરતાં હતાં. વિશ્વકર્માને જોવાની, અને બોલાવવાની ઈચ્છાથી કેટલાંએક તો લાંઘણો કરતાં, ક્લેશ કરતાં, અને રોતાં હતાં. પણ વિશ્વકર્મા રહ્યો રહ્યો તે તમાસો જોયા કરતો હતો; એ કાંઇ જવાબ દેતો નહોતો; અને જવાબ દીધાથી તેઓ સમજી શકે એવું પણ જણાતું નહોતું. તેથી કેટલાંક તો એમ કહેતાં હતાં કે આપણો પેદા કરનાર કોઈ નથી. આ તો સ્વાભાવિક ઉત્પત્તિ અને નાશ થતો આવે છે.

કેટલાંક ધારતાં હતાં કે આપણો જીવ જેવાં કર્મ કરે, તે પ્રમાણે વારે વારે એક શરીરમાંથી નીસરીને ઝાડ, પશુ, કે માણસ જેવાં પૂતળામાં પેશે છે: અને કેટલાંએક ધારતાં હતાં કે, આપણા શરીરમાં, અને ઝાડ, પશુના શરીરમાં જુદી જાતના જીવ છે; ઝાડ, પશુ, મરે એટલે તેમાંથી જીવ પણ મરી જાયછે; અને માણસ જેવા પૂતળાંનો જીવ મરતો નથી, તથા ફરીથી જનમતો પણ નથી. એ રીતે જુદા જુદા વિચારથી સઉ અનુમાન કરતાં હતાં તે જોઇને,

દુર્ગારામ—અરે અરે આ કેવાં ઠગ છે? કે, કેહેછે જે હું તમારો પેદા કરનાર છું. વળી એક કહેછે કે હું પેદા કરનારની પાસેથી તમને સમજાવવા આવ્યો છું.

વ્રજલાલ—એ શું ખોટું બતાવેછે? સઘળાં સંપીને ચાલે, અને સુખમાં રહે. કોઈ એકબીજાનું નુકશાન કરે નહિ, તે સારૂ સારી શીખામણ આપેછે.

દુર્ગારામ—શું ધૂળ સુખમાં રહેશે? એવા એવા જુદા મતથી માંહો માંહી વૈર કરીને કપાઈ મુઆ, અને ઉલટું નુકશાન થયું. માટે ને કરતાં તો એવાં એવાં પેદા ન થતાં હોય તો સારૂં; અને કેટલી બધી જુઠી ગપ ચલાવીને બિચારાંને ભોળવીને ભમાવે છે?

રણછોડ—ચમત્કારી વાતો કહ્યા વિના તેનું કહ્યું શી રીતે માને?

હરિલાલ—એ પૂતળાં, ઝાડમાં, અને પશુઓમાં જીવ હશે કે શું હશે? અને જીવ હોય તો કેવો હશે?

દુર્ગારામ—સાંચાની આફિસમાં તમે નથી દીઠું? કે બાફના યંત્રમાંથી એક ઉત્ક્ષેપક શક્તિ એટલે ધકાનું જોર ઉત્પન્ન થાય છે. એજ જોરથી કેટલીક શારડીઓ વીંધવા માંડે છે, કર્વત કાપવા માંડે છે, હથોડા ટીપવા માંડે છે, અને ચરખા વગેરે ફરવા માંડેછે. તેમજ વિશ્વકર્માએ એવી ગોઠવણી કરી રાખેલી છે, તેથી ઇલેક્ટ્રિસિટી જેવા કોઇ પદાર્થના જોરથી આ સઘળો ખેલ બને છે, અને સઘળામાં એકજ જાતનું જોર છે. પછી વધતું જોઈએ ત્યાં વધતું, અને ઓછું જોઈએ ત્યાં ઓછું છે. એનુંજ નામ ચૈતન્યશક્તિ, અને એનુંજ નામ જીવ છે. એમાં કાંઇ બીજું નથી. અને કેટલાક તો ધારે છે કે તે ચૈતન્યશક્તિ એજ વિશ્વકર્મા છે.

દલપતરામ—મને લાગેછે કે વિશ્વકર્મા, અને જીવ તે તો જુદા હશે. તે જીવ કોઈ દહાડે વિશ્વકર્મા જેવો શક્તિમાન થઈ શકે નહિ; અને તેઓ ગમે તેવા નામથી વિશ્વકર્માની પ્રાર્થના કરે છે, તે વિશ્વકર્મા સાંભળે છે. માટે તેઓને કાંઇ સારૂં ફળ આપતો હશે ખરો; અને નરસું કરનારને શિક્ષા પણ કરતો હશે.

મગનલાલ (શ્રાવક)--ત્યારે તો બિચારા વિશ્વકર્માને ઘડી એકની નિરાંત નહિ. માટે હું તો ધારૂં છું કે આ ખેલ નવો બનેલો નથી. કોઇ બનાવનાર નથી. એ તો હમેશાંની આવી ને આવી રચના છે અને જે જેવું કર્મ કરે તેવું ફળ તેને તેની મેળે મળેછે. જેમકે અફીણ ખાય તે તેની મેળે મરે, એને બીજો કોઈ મારનાર હોય તોજ મરે એમ નથી; તેમ કર્મફળ દાતારની જરૂર નથી, તેની મેળે તે પામે.

એ રીતે અમારી પણ જુદી જુદી કલ્પના પડી. પછી વિશ્વકર્માએ, અમારા હાથમાં હતા તેથી પણ ઘણી ભારે કિંમતના સૂક્ષ્મદર્શક, અને પારદર્શક યંત્રો આપ્યા. તે વડે અમે જોયું તો, તે આખા ગોળા ઉપર અસંખ્ય રચનાઓ અમે દીઠી હતી. તેવીજ ચમત્કારી અસંખ્ય રચનાઓ એક એક પૂતળાંની, ઝાડની, અને એક એક પશુની અંદર અમે દીઠી. પૂતળાંના પેટમાં જીવતાં કરમિયા, અને કરમિયાના પેટમાં ઝીણા કીડા દીઠા. એક સળી ઉપર તેમાંથી પાણીનો છાંટો લીધો, તે છાંટામાં અસંખ્ય જંતુ દીઠા. તે સઘળાનું વર્ણન કરતાં સેંકડો વર્ષ વીતી જાય, અને વર્ણન કરવા શબ્દો પણ મળે નહિ; અને અમારી અક્કલ પહોંચી શકે એવું અમને ભાસ્યું નહિ. અહાહા! અમે તો વિસ્મિત થઈ ગયા. એટલામાં મારી આંખ ઉઘડી ગઈ, અને હું જાગ્યો. પછી વિચાર કરવા લાગ્યો કે, આતે સ્વપ્નામાં મેં શું દીઠું? વિચાર કરતાં મને સમજાયું કે ઈશ્વરે મને અનંત કોટિ બ્રહ્માંડ દેખાડ્યાં. પછી ગત્રાએ આકાશમાં જે તારામંડળ મેં દીઠું તે શી વસ્તુઓ છે, તે વિષે હું સારી પેઠે સમજ્યો.

પણ એટલી વાતનો મને પસ્તાવો રહ્યો, કે મારાથી વિશ્વકર્માને પૂછાયું નહિ કે, આ પૂતળાં જુદાં જુદાં મત બતાવે છે,

તેમાં તારૂં મત કેવું છે? અને તું કેવી રીતે ખુશી છું, તે કાંઈ પૂછી શકાયું નહિ. પણ આ સ્વપ્નથી મને એટલો ફાયદો થયો કે એક ધર્માભિમાનથી પરધર્મના લોકો સાથે અદાવદ રાખવી નહિ. સઉને પોતાના ભાઇઓ જેવા જાણવા; અને સઉનું ભલું ઈચ્છીને સારો બોધ આપવો, એવો ઠરાવ મારા મનમાં નક્કી થયો.

એ સાંભળીને કૂરચંદે કહ્યું કે હવેથી હું પણ સર્વ ધર્મના, અને સર્વ જાતિના માણસો ઉપર સરખી પ્રીતિ રાખીશ.

પછી તે બંને જણા શીરોઈના પહાડોમાં જઈ ચડ્યા. ત્યાં ઘણા ભીલ લોકો છેક દરિદ્ર અવસ્થામાં રહેલા જોઇને સુરચંદને દયા આવી. તેણે કૂરચંદને કહ્યું કે આ લોકો વિદ્યા ભણ્યા નથી, તેથી આવી નબળી અવસ્થામાં રહેલા છે. માટે તેઓને સુધારીએ તો ઈશ્વર આપણા ઉપર પ્રસન્ન થશે. માટે એક તરફના ભીલોને સુધારવા હું જાઉં છું, અને બીજી તરફનાને સુધારવા સારૂ તમે જાઓ. કૂરચંદે કહ્યું કે આપણે તેઓના રૂડા વાસ્તે કહીશું, તે વાત તેઓ તરત માનશે એમાં કાંઈ શક નથી. એમ કહીને કૂરચંદ એક તરફના ભીલોને સમજાવવા ગયો; અને મેલડી, વગેરે ભૂતને માનનારા ભીલોને કહેવા લાગ્યો કે તમારા વેહેમ મૂકી દઇને તમે વિદ્યા ભણો, અને તમારી મેલડીથી તમે બીતા હો તો તેનું થાનક હું ખોદી નાખું. જોઇએ તે મને શું કરી શકે છે? એવું સાંભળીને ભીલ લોકોને બહુ રીસ ચડી અને કૂરચંદને મારવા લાગ્યા. ત્યારે કૂરચંદ નાસીને સુરચંદ પાસે આવ્યો અને બધી હકીકત કહી. સુરચંદે કહ્યું કે ભાઈ, લોકોને કેવી રીતે સુધારવા, તે વિષે એક કલ્પિત દૃષ્ટાંત કહું તે સાંભળ.

---

# લોકોને સુધારવાના દ્રષ્ટાંત વિષે. ૩.

એક દેશમાં એક દહાડે એવો વરસાદ વરસ્યો કે, તેના છાંટા જે જે લોકોને ઊડ્યા, તે સઘળા દીવાના થઈ ગયા. તેઓ માંહો માંહી લડવા લાગ્યા, અને પોતાની પાઘડીઓને અંગરખાં નાખી દીધાં. પોતાના શરીરને દુઃખ થાય તેનું પણ તેઓને ભાન રહ્યું નહિ. એ સમે જે લોકો ઘરમાં હતા, તેઓને તે વરસાદના છાંટા ઊડ્યા નહિ, અને તેઓ દીવાના થયા નહિ.

એક હવેલીમાં ૨૫ માણસોની સભા બેઠી હતી, તેમાંના એક બે જણ જરૂખે જઇને શેહેરના ચકુટા સામી નજર કરીને જુએ છે તો, સઘળા લોકો ઊઘાડે માથે અને ઊઘાડે શરીરે કૂદતા, અને ચિત્તભ્રમ થયલા દીઠા. ત્યારે તેણે સઘળા સભાસદોને બોલાવીને લોકોની એવી અવસ્થા દેખાડી.

સભાસદોને દયા આવી, અને વિચાર કર્યો કે, આપણા દેશી ભાઇઓનું જે રીતે આ દુઃખ મટે, અને ભ્રમણા ટળે, એવા ઉપાય આપણે ખરા દીલથી કરવા. પછી હવેલીથી હેઠા ઊતરીને, ભમેલા એક માણસને ઘણી શીખામણ, તથા હિંમત દેવા માડી. પણ તેણે કાંઇ વાત માની નહિ; અને ઉલટું એવું કહ્યું કે તમે દીવાના છો.

સભાસદોએ તેને લઈ જઇને એક તળાવમાં નહવરાવ્યો, તેથી વરસાદના છાંટાની અસર જતી રહી, એટલે તેને શરીરનું ભાન આવ્યું. પછી તે પણ હુંશિયાર થઇને બીજા લોકોની ભ્રમણા મટાડવાના ઉપાય કરવામાં સામેલ થયો. પછી સભાસદોએ એવો ઠરાવ કર્યો કે, આપણી મંડળીના ચાર પાંચ ભાગ થઇને શેહેરના જુદ

જુદા ભાગમાં જઇએ; અને જે ઉપાય આપણને જડયોછે, તે ઉપાયથી લોકોને સુધારીએ; અને સાંઝ પડતાં આપણે સઘળાએ આ જગ્યામાં એકઠા થવું. એવો ઠરાવ કરીને જુદી જુદી ટુકડીઓ શેહેરમાં જુદે જુદે ઠેકાણે ગઇ. પછી સાંઝ પડતાં તે સરૂ જ્યારે એકઠા થયા, ત્યારે જુએછે તો કેટલાએક વૃદ્ધ સભાસદો, દશ વીશ માણસોને ડાહ્યા કરીને પોતાની સાથે લાવ્યા; અને કેટલાક તો જુવાન સભાસદો નિરાશ થઇને પાછા આવેલા. વળી તેઓનાં માથાં ફૂટેલાં અને લૂગડાં ફાડી નાખેલાં હતાં. તેઓને વૃદ્ધ સભાસદોએ પૂછયું કે, તમને આ રીતે કેમ થયું? તેઓએ જવાબ દીધો કે અમે તો જ્યાં જ્યાં ગયા, ત્યાં કોઇ લોકોએ અમારૂં કહ્યું માન્યું નહિ.

અમે કહ્યું કે—તમે સમજતા નથી.

લોકો—તમે સમજતા નથી.

અમે—તમને ભ્રમણા થઇછે.

લોકો—તમને ભ્રમણા થઇછે.

અમે—તમે ઠીક ચાલતા નથી.

લોકો—તમે ઠીક ચાલતા નથી.

પછી છેલી વારે તે લોકો અમારી સાથે દ્વેષ રાખીને લડવા લાગ્યા; અને અમારા સામા પથરા ફેંકયા, તેથી અમને વાગ્યું. એ લડાઇમાં અમારાં લૂગડાં ફાટયાં; અને અમે તો કાયર થઇ ગયા. મરો; હવે આપણે તે લોકોનું શું કામ છે? આપણે જુદો વાસ વસાવીને સુખેથી રહીશું; અને તેઓ સાથે અમારે પકકું વેર બંધાયું, માટે હવે એમાંનો કોઇ અમારામાં ભળે એવું જણાતું નથી. પણ

તમે આટલા લોકોને શી રીતે સમજાવ્યા ? તે અમને કહો.

વૃદ્ધ સભાસદો—અમે લોકોને સમજાવવા ગયા, ત્યારે તેઓએ કહ્યું કે તમે તમારે માથેથી પાઘડી કાઢી નાખો, તો અમારી મંડળીમાં તમને ગણીશું, નહિ તો ગણીશું નહિ. પછી અમે પાઘડીઓ કાઢી નાખી. વળી તેઓએ કહ્યું કે ખાસડાં કાઢી નાખો, કેમકે જુઓ અમારી મંડળીવાળા કોઈ ખાસડાં પહેરતા નથી. માટે તમે પહેરશો તો, અમારી મંડળીમાંથી તમને કાઢી મૂકીશું. ત્યારે અમે ખાસડાં પણ કાઢી નાખ્યા. વળી કહેતા હતા કે, તમે અંગરખાં કાઢી નાખો; અથવા માફ માગો તો પહેરવા દઈશું. ત્યારે અમે તેઓને સમજાવતા હતા કે, તમારામાંના કોઈ કોઈ અંગરખાં પહેરેછે, માટે અમે પહેર્યાં છે. વળી અમે માફ પણ માગતા હતા ત્યારે તેઓ અમારી વાત સાંભળવા લાગ્યા. તોપણ તેઓને, "તમે દીવાના છો" કે "તમે નથી સમજતા," એવું અમે કહેતા નહોતા. ઊઘાડે માથે ફરવું, અને ઊઘાડે પગે ચાલવું, તે અમને શરમ જેવું લાગતું હતું ખરૂં; પણ અમે ધાર્યું કે આમ કર્યા વિના આપણે અતડા પડીશું, તો સ્વદેશીઓનું દુઃખ મટાડી શકીશું નહિ, અને આપણી વાત તેઓ માનશે નહિ. એ લોકોમાંથી સેંકડે એક માણસ અમારી વાત સાંભળતો હતો; અને તે સાંભળનારથી પણ સેંકડે એકે અમારી વાત માની. તોપણ અમને હિંમત છે કે, આ રીતે થોડા થોડા લોકોની ભ્રમણા મટાડીશું તો કોઈ વખતે આખા શેહેરના લોકોની ભ્રમણા મટશે ખરી. તે કરતાં ભમેલા થોડા રહેશે, અને આપણી મંડળીમાં ઝાઝા લોકો મળશે, ત્યારે આપણી મરજી પ્રમાણે

પાઘડી બાંધવા ચહાશું તો બાંધી શકીશું. કદાપિ આપણી ઉમ્મરમાં આખું શેહેર સુધરેલું આપણે નહિ દેખીએ, તોપણ હિંમત છોડીશું નહિ, એવો અમે ઠરાવ કર્યોછે. માટે અમે ધારિયે છિયે કે પરમેશ્વરની સહાયતાથી અમારો ઉદ્યોગ સુફળ થશે.

પછી તેઓનો ઉદ્યોગ સુફળ થયો. માટે એવી રીતે હળતા મળતા રહીને લોકોને સુધારવા જોઈએ. ક્રૂરચંદ બોલ્યો, કે વારૂ ભાઇ આપણે એજ રીતે લોકોને સુધારીશું, પણ એક સંશય મારા મનમાં છે, તે તમે મટાડો.

સુરચંદ—શો સંશય છે?

ક્રૂરચંદ—આ પૃથ્વી ઉપર કવિઓએ અનેક પુસ્તકો રચેલાં છે. તેમાં કેટલાએકનાં મત એક બીજાથી વિરૂદ્ધ છે, માટે હું કિયા પુસ્તકોનો ભરૂંસો રાખું?

સુરચંદ—ભાઈ, ઇશ્વરી ચોપડીનો ભરૂંસો રાખો. તે વિષે વિદ્યાધર અને વિચારધરનો સંવાદ કહું તે સાંભળ.



# ઈશ્વરી ચોપડી વિષે. ૪.

## વિદ્યાધર અને વિચારધરનો સંવાદ.

વિચારધર—આવો પ્યારા મિત્ર, તમે ઘણે દિવસે આજ મારા ઉપર કૃપા કરીને મારે ઘેર પધાર્યા.

વિદ્યાધર—ભાઇ મારા મનનો એક સંશય મટાડવા સારૂ આજ તો હું આવ્યોછું. તે સંશય એ કે, મેં ઘણાં પુસ્તકો વાંચ્યાં, તેથી મારા મનમાં ઉલટા ઘણા સંશય પેઠા; અને હું તો ગભરાટમાં પડ્યોછું. તેથી મેં ધાર્યું કે મારા મિત્ર વિચારધર પાસે હું જઇશ તો તે મારા મનનું સમાધાન કરશે. એમ જાણીને હું આપની પાસે આવ્યોછું.

વિચારધર—શી વાતનો સંશય તમારા મનમાં છે? તે મને કહો; અને મારા ઘરમાં મેં સેંકડો પુસ્તક એકઠાં કર્યાછે, માટે તમારો જે સંશય હશે, તેનો ખુલાસો હું શાસ્ત્રમાંથી કરી આપીશ.

વિદ્યાધર—અરે ભાઈ, મેં ઉપદેશનાં, તથા નીતિનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં, તેથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે માણસ માત્રને માથે મરણનો ભય છે. માટે મુઆ પછી પરમેશ્વરને શો જવાબ દઈશું? તેની મને ઘણી ફિકર થાય છે. તેથી પરમેશ્વરને ઓળખવાના પુસ્તકો વાંચવાની હું ઘણી ચાહેના રાખુંછું. પણ જુદા જુદા કવિઓ જુદા જુદા પરમેશ્વર બતાવે છે; અને પ્રભુને પ્રસન્ન કરવાની રીત પણ જુદી જુદી લખી ગયા છે. તેમાં હું કેની વાત સાચી, અને કેની જુઠી માનું? જો પરમેશ્વરે પોતાને હાથે એક પુસ્તક લખીને આકાશમાં લટકાવી રાખ્યું હોત—તે એવું કે કોઈ માણસથી

તેવું બની શકેજ નહિ,-તો મારા જેવા બિચારા માણસ કોઈ આવી ફિકરમાં પડત નહિ.

વિચારધર—એક પુસ્તક પરમેશ્વરનાજ હાથનું લખેલું છે, તે હું તમને વંચાવીશ: તેથી તમારા મનને શાંતિ થશે.

વિદ્યાધર—( હસીને કહે છે ) એમ તો ઘણા લોકો કહે છે કે, આ મારી પાસે પુસ્તક છે, તે પરમેશ્વરે પોતેજ રચેલુંછે. પણ તેની સાબીતી કોઈ કરી આપી શકતા નથી; અને હું જોઉં છું ત્યારે માણસના હાથના અક્ષરથી તે લખેલું હોયછે, માટે મારી ખાતરી થતી નથી.

વિચારધર—હું તો તમને ખાતરી કરી આપીશ કે, તે પુસ્તક કોઇ માણસના હાથથી લખાયલું નથી; પરમેશ્વરેજ લખેલું છે.

વિદ્યાધર--પરમેશ્વરના દેશમાં કેવા અક્ષરો લખાતા હશે ? હિંદી, ફારસી, અંગરેજી, કે અરબી ?

વિચારધર—એ તમામ જાતના અક્ષરો પરમેશ્વરના દેશમાં ચાલે છે ખરા; પણ હું જે કહુંછું, તે પુસ્તક તો પ્રભુએ સઉથી જુદી તરેહના અક્ષરોથી લખેલું છે; અને તેની ટીકાઓ માણસોએ પોત પોતાની દેશી લીપીઓમાં લખેલી છે.

વિદ્યાધર—કેટલાંક પૃષ્ઠનું એ પુસ્તક છે?

વિચારધર—ચાર પૃષ્ઠનું છે; અને તે આકાશમાં અધર લટકાવી રાખેલું છે. તે એવી યુક્તિથી રચેલું છે કે એની મેળે તેનાં પૃષ્ઠ ફરતાં જાય છે, કોઈને ફેરવવાં પડતાં નથી.

વિદ્યાધર—એ તો તમે મારી મશ્કરી કરોછો. કેમકે, એવું પુસ્તક જો હોત, તો કોઇ માણસ ભ્રમણામાં પડત નહિ, અને દુનિયામાં ધર્મ પણ એકજ ચાલત.

વિચારધર—હું કોઈની મશ્કરી કરતો નથી. એ પુસ્તક હું તમને દેખાડીશ. એ વાંચવા સારૂ ચમત્કારી ચશ્મા જોઇએ, અને ભણાવનાર પણ હુશિયાર જોઇએ.

વિદ્યાધર—( હસીને કહેછે ) તે કેવાં રંગની રૂશનાઈથી લખેલુંછે? સોનેરી, કે રૂપેરી રંગની રૂશનાઇથી? અને શી રીતે લખેલુંછે?

વિચારધર—તરેહ તરેહના રંગની રૂશનાઈથી લખેલું છે. માંહી વેલ બુટ્ટા કાઢેલા છે; અને હીરા, માણુક, પાનાંથી પણ મોંઘાં જેવરથી એ પુસ્તક શણગારેલું છે; અને ગમે તેવો લહિયો હુશિયાર હોય, પણ પરમેશ્વરના પુસ્તક જેવું પુસ્તક લખી શકનાર નથી એવું છે.

વિદ્યાધર—વિલાયતના કવિઓ, મોટી મોટી ઇમારતના, ઝાડના, પશુના, પક્ષીના, અને પૃથ્વીના નકશા પુસ્તકમાં ચીતરે છે, તેવા નકશા એ પુસ્તકમાં છે કે?

વિચારધર—દરેક જાતના નકશા, અને ચિત્રો તેમાં છે; અને એ પુસ્તકમાં ન લખેલી હોય એવી બાબત બીજા કોઇ પુસ્તકમાં મળનારીજ નથી.

વિદ્યાધર—કેવી રીતથી તેમાં શબ્દો લખેલા છે? તે વિષે મને કાંઇ સમજાવો.

વિચારધર—સાંભળો. આપણી લખવાની રીત તો તમે જાણો છો? માટે જુઓ "ત્ર" આમ હોય ત્યાં તમે શું વાંચો છો?

વિદ્યાધર—"ત્ર." હોય ત્યાં આપણે ત્રવાડી વાંચીએ છીએ.

વિચારધર—વારૂ જેમ 'ત્ર." એ એક અક્ષરમાંથી તમે ત્રણ અક્ષર વાંચ્યા, તેમ પરમેશ્વરના પુસ્તકમાં એક એક અક્ષરથી હજારો, હજારો, અથવા લાખો, કે અસંખ્ય અક્ષરો વંચાય છે.

વિદ્યાધર—ત્યારે એ પુસ્તક મેહેરબાની કરી મુને વંચાવો.

વિચારધર—જુઓ, જેમ આપણા બાવન અક્ષરોમાં ઓંકાર મુખ્ય ગણાય છે, તેમ પરમેશ્વરના પુસ્તકમાં આ સૂર્ય છે તે મુખ્ય અક્ષર ગણાય છે. એ અક્ષર પરમેશ્વરનો લખેલો છે; અને એનાથી જગતમાં પ્રકાશ થાય છે. એજ પરમેશ્વરનો મહિમા આપણે જોઇને સમજવાનો છે. એની રોજ રોજની ગતિ બાબતના વર્ણનનું જ્યોતિષશાસ્ત્ર છે, તે એ અક્ષરની ટીકા છે. તે માણસોએ બનાવેલીછે. માટે તેઓનો ભરૂંસો ન હોય તો, સઉનાં મત વાંચીને પછી તમારી બુદ્ધિ પ્રમાણે તમે પણ એક ટીકા બનાવો. પછી આ સઘળા તારા આકાશમાં દેખાય છે, તે પરમેશ્વરના લખેલા અક્ષરો છે એમ જાણો. તે આકાશનાં બે* પૃષ્ટ આપણે દેખીએ છીએ. તેમજ પૃથ્વીનાં પણ બે પૃષ્ટ છે. એમ થઇને ચાર પૃષ્ટનું એ પુસ્તક છે.

માણસ પશુ, પક્ષી, અને વનસ્પતિ વગેરે તમામ જે દેખાયછે, તે હરેક વસ્તુ વિષે તમે ધારો કે, એ પરમેશ્વરના લખેલા અક્ષરોછે. વૈદ્યકશાસ્ત્ર માણસોએ લખેલું છે, તે વનસ્પતિની ટીકાછે. શારીરવિદ્યા, તે શરીરની ટીકા છે. એજ રીતે માણસોએ લખેલાં સઘળાં પુસ્તકો છે, તે પરમેશ્વરના પુસ્તકની ટીકાઓ છે. તે ટીકાઓમાં જુદાં જુદાં મત હોય તેની કાંઈ ફિકર નહિ; પણ પરમેશ્વરના પુસ્તકનો સિદ્ધાંત એકજ છે; અને પરમેશ્વરના બાંધેલા કાયદા એજ પરમેશ્વરનો બાંધેલો ધર્મ છે. તે એવો કે, પગે ચાલવું, મોઢે ખાવું, આંખે જોવું, અને કાને સાંભળવું, ઈત્યાદિ. હવે જેને આપણે ફાયદો કરીશું, તે આપણને ફાયદો કરશે એવું છે, માટે માણસજાતિ સાથે આપણે સંપ રાખીશું, તો તે આપણી સાથે સંપ રાખશે. અને માણસોએ બાં-

* એક આપણા માથા ઉપરનો આકાશ, અને બીજો પૃથ્વી નીચે.

ઘેલા કેટલાએક કાયદા માણુસ જાતને સુખકારી છે, અને તે બરાબર અમલમાં આવે, તે સારૂ લખ્યું છે કે આ કાયદો તોડનાર પરમેશ્વરનો ગુનેહગાર થાય છે. તે વિષે એવું સમજવું કે, જેમ કોઈ માણુસ એવી પ્રતિજ્ઞા લખે કે મારી વંશપરંપરામાં કોઇ આ કરાર તોડે, તો તે પરમેશ્વરનો ગુનેહગાર છે, એવીજ મતલબથી લખેલું છે એમ જાણવું. અને માણુસ જાતમાં સંપ તૂટે, ને કપાઈ મરે, એવું કરવાથી પરમેશ્વર નારાજી થાય, એમાં કાંઇ સંશય પણ નથી. માટે માણસોમાં ખોટા રસ્તા ચાલ્યા હોય તો, સમજાવી સમજાવીને સારે રસ્તે ચલાવવાનો ઉપાય કરવો. પણ ઘણું નુકશાન થાય એવી રીતે, એકદમ સંપ, સલાહ તૂટી જાય તેમ, જાના રસ્તા તોડવા નહિ, એવી ઈશ્વરની મરજી હોય, એમ ઇશ્વરી કાયદા ઉપરથી મને ભાસે છે.

તમે પરમેશ્વરનું પુસ્તક વાંચી વાંચીને જેમ જેમ વિચાર કરશો, તેમ તેમ તમને ઇશ્વરનો ઘણો મહિમા સમજાશે; અને તેને પ્રસન્ન કરવાની રીત ઇશ્વરી કાયદા ઉપરથીજ તમને માલુમ પડશે.

વિદ્યાધર—વાહ વાહ ભાઇ, હવે મારો બધો સંશય મટયો. આ પુસ્તક તમે મને બહુ સારૂં દેખાડયું. હવેથી હું એજ વાંચીશ ને વિચારીશ; અને પરમેશ્વરને રાજી કરવાની રીત આમાંથીજ મને જડશે.

એમ કહીને તે ગયો. એ વાત સાંભળીને,—

ક્રૂરચંદ—ત્યારે લખેલાં પુસ્તકો બધાં સાચાં માનવાં કે જુઠાં ?

સુરચંદ—ભાઈ, જેવી જેની મરજી, તે પ્રમાણે અસંખ્ય પુસ્તકો લખેલાં છે. તેમાં કેટલાંક તો નરમેધ યજ્ઞ કરીને માણુસ મારવાથી પ્રભુ રાજી થાય, એવી મતલબનાં પણ છે. માટે વિચાર કરીને લખેલી વાત માનવી, તે વિષે વાત કહું તે સાંભળ.

## લખેલી વાત માનવા વિષે. ૫.

જેમ બાળકને કોઈ કહેશે કે, આપણા ગામને પાદરે શીંગડાવાળા ઘોડા આવ્યા છે, તો તે બાળક બીચારો તરત સાચું માનશે; તેમજ કોઈ પુસ્તકમાં ગમે તેમ લખ્યું હોય, તેપર ભોળા લોક બીચારા તરત ભરૂંસો લાવેછે. પણ આ વાત સંભવે છે કે નથી સંભવતી, એટલો પણ વિચાર કરતા નથી. લખ્યું હોય કે—

"સોયના નાકામાં થઈને સાત હાથી ચાલ્યા ગયા, તેમાં છેલા હાથીનું પુછડું અટકી રહ્યું" એવું વાંચીને પણ વિચાર કરતા નથી. સોયના નાકામાંથી હાથી શી રીતે નીકળી શકે? તેમાં છેલા હાથીનું પૂંછડું શરીર કરતાં જાડું હશે કે શું? તે કાંઇ જોતા નથી. ફક્ત લખેલી વાત ઉપર વિશ્વાસ રાખીને સાચે સાચી માનેછે, તે વાંચનારની ભૂલ છે, એમાં લખનારનો ઝાઝો વાંક નથી; કેમકે લખનાર કવિની મતલબ બે પ્રકારની હોયછે. એક તો લોકોને શીખામણ દેવાની. તેના પેટામાં ઈતિહાસ પણ આવે છે; અને લોકોને જુલમ કરતા અટકાવવા, તે પણ તેમાંજ આવેછે. તેમાં કોઈ વખતે જુઠ ભેળવવું પડેછે; જેમકે કોલંબસને અમેરિકનો મારવા આવ્યા, તે સમે આકાશમાં ગ્રહણ થવાનું હતું તે વાત કોલંબસ જાણતો હતો, માટે લોકોનો જૂલમ અટકાવવા સારૂ તેણે કહ્યું કે 'તમે મને મારવા આવો છો, તેથી ઇશ્વરી કોપ તમારા ઉપર થશે, અને હમણા જગતમાં અંધારૂં થઈ જશે.' એવામાં ગ્રહણ થવાથી અંધારૂં થયું, એટલે તે લોકો સમજ્યા કે, કોલંબસે કહ્યું તે ખરૂં થયું. તેથી નમી ગયા; એટલે કોલંબસે કહ્યું કે 'હવે હું પ્રાર્થના કરીશ તેથી ઇશ્વરનો કોપ મટી જશે અને અજવાળું થશે.' પછી તે પ્રમાણે થયું. એ રીતે જુલમ અટકાવવા સારૂ કવિઓને પણ આશાની, કે ત્રાસની વાત વધારીને લખવી પડેછે.

બીજું ફક્ત લોકોનાં મનરંજન કરવાની બાબતો કલ્પિત લખાય છે. તે કેવળ કલ્પિત ગપાં, સદાચરણવાળાં, અથવા દુરાચરણવાળાં લખાય છે કેટલાએક કવિઓ સાધારણ ગપાં, કે જેમાં દુરાચરણ નહિ, અને સદાચરણ પણ નહિ, એવાં ગપાં મનોરંજન વર્ણવે છે.

શીખામણ, અથવા ઈતિહાસ વર્ણવતાં પણ, તેમાં કવિતાના અલંકાર હોય, તો તેથી મન રંજન થાય; અને તેથી સાંભળનારના મનમાં એ વાત ખુબ ઠસે, અને અસર થાય. અલંકાર વિના ખુબ અસર થતી નથી. અલંકાર એટલે જુઠી કલ્પિત ઉપમા લખી હોય તે. જેમ કે, કોઇને કહિયે કે, જુઠું બોલવાની ટેવ રાખવી નહિ. એ-ટલુંજ કહેવાથી તેના મનમાં એ વાતની ખુબ અસર થતી નથી. પણ એક જુઠું દૃષ્ટાંત કલ્પીને કહિયે કે, એક ડોશી, રોજ જુઠી બૂમ પાડતી હતી કે, “મારા ઘરમાં ચોર પેઠા છે.” તેથી કેટલીએક વાર તો, લોકો દોડીને આવ્યા. પણ તે જુઠી ઠરી, એટલે એક સમે ખરેખરા ચોર તેના ઘરમાં પેઠા, તેથી તે ડોશીએ બૂમો પાડી, પણ લોકો આવ્યા નહિ. એ રીતે જુઠું બોલનારનું સાચું હોય તે પણ જુ-ઠામાં જાય. માટે જુઠું બોલવાની ટેવ રાખવી નહિ. એમ યુક્તિ ક-રીને કહ્યું હોય તો, તે સાંભળનારના મનમાં ઠસેછે, અને અસર કરેછે.

વળી કહિયે કે, સર જમસેદજી જીજીભાઈ પાસે પ્રથમ થોડી પુંજી હતી, પણ તેણે દરિયો ડોળ્યો, તેમાંથી તેને કરોડો રૂપૈયા મ-ળ્યા. એવું સાભળીને કદાપિ મૂર્ખ તો એમ સમજે, કે જેમ એક વા-સણમાંનુ પાણી ડોળી નાખીએ, અને તેમાંથી રૂપૈયા જડે, તેમ તે ગૃહસ્થે દરિયાનું પાણી હલાવીને ડોળી નાખ્યું હશે. પછી તે દરિ-યામાંથી રૂપૈયા જડ્યા હશે. પણ સમજુ માણસ એવું સમજે નહિ. એ તો તરત એ કહેવાની મતલબ સમજી લે. વળી કવિતાના નવ રસ છે, તેમાં હાસ્ય રસનું વર્ણન કરે તો, સાંભળનારને જેમ ઘણું

હસવું આવે, તેમ તે કવિની હુંશિયારી ગણાય; અને અદ્ભુત રસનું વર્ણન કરે ત્યારે આકાશવાણી, ભવિષ્યવાણી, તથા સમુદ્ર પી જવા વગેરેની મોટી મોટી અચરજ ભરેલી વાતો લખે, કે જેથી સાંભળનાર ઘણું આશ્ચર્ય પામે; તેમ ગ્રંથકર્ત્તાની વધારે હુંશિયારી ગણાય છે.

એવા ગ્રંથોમાંથી સાચી વાત કેટલી છે, તે શોધી કાઢતાં મુશકેલ પડે છે ખરૂં. તે શોધવાની રીત એવી છે કે, એક કવિએ લખ્યું હોય તે વિષે બીજા દેશના કવિએ સાક્ષી આપી હોય, અથવા એક ધર્મના કવિએ લખ્યું હોય, અને બીજા ધર્મના કવિએ સાક્ષી આપી હોય. વળી તે વાત સંભવતી હોય, તો સાચી મનાય છે. જેમકે, એક શેઠે પોતાના છેક નહાના દીકરાને કહ્યું કે, "એક માણસ આખા મુંબઈ શેહેરને અમદાવાદના ચોટામાં ઊપાડી લાવ્યોછે." એ સાંભળનાર છોકરો અણસમજુ હતો, માટે તેણે એવું માન્યું કે મુંબઈ શેહેર આખું આવ્યું હશે. પછી તે શેઠે તેથી મોટા બીજા દીકરાને તે વાત કહી. ત્યારે તે છોકરો કાંઇક સમજણો હતો, તેથી તેણે એટલું પૂછ્યું કે બાપા, આખું મુંબઈ શેહેર એક માણસ શી રીતે ઊપાડી શકે? પણ તમે કહોછો, તેમાં સમજવાનું કાંઈક બીજું હશે. શેઠે કહ્યું કે, એક કાગળમાં ચીતરેલું આખું મુંબઈ શેહેર લાવ્યો છે. ત્યારે તે છોકરે એ વાત સાચી માની પછી શેઠે ત્રીજો છોકરો ઘણો હુંશિયાર હતો, તેને પણ એ રીતે કહ્યું. ત્યારે તેણે કહ્યું કે, તમારે કહેવાની મતલબ શી છે? તેનો હું વિચાર કરૂં છું, ત્યારે મને એવું ભાસે છે કે, એવું ચિત્ર પણ કોઈ લાવ્યું નહિ હોય; કેમકે મુંબઇનો એવો નકશો બનેલો હોય તો વર્તમાનપત્રોમાં એ વાત વાંચવામાં આવે. તથાપિ એ વાત સંભવે એવી છે, અને

તે વાતમાં એવો ચમત્કાર છે કે, વગર ભણેલો હોય, તે મુંબઇમ જાય, ત્યારે મુંબઈ શેહેર દેખે; અને ભણેલો હોય તે ઘેર બેઠાં નકશામાં આખું મુંબઈ શેહેર દેખે. માટે ભણવાનો ફાયદો બતાવવા સારૂ આ કલ્પિત વાત તમે કહેતા હશો. શેઠ બોલ્યા કે, ના ના એમ નથી. આપણો પાડોશી મને કહેતો હતો, કે મુંબઇથી પુસ્તક વેચનાર એક આવ્યોછે, તે ગઈ કાલે માણેકચોકની ગુજરીમાં વેચવા બેઠો હતો, તેની પાસે મુંબઇના નકશા મેં જોયા. તે જોતાં તેમાં મોટા મોટા સાહુકારોનાં ઘર તથા નામીચી જગાઓ કિયે કિયે ઠેકાણે છે, તે વગેરે સઘળું માલૂમ પડતું હતું. છોકરો બોલ્યો કે, એ વાત તમે શા ઉપરથી કહોછો, તેનો ખુલાસો તમે કર્યો, તેથી હવે મેં સાચી માની.

વાતનો સાર. વાત સંભવે એવી હોય, અને કહેનારને શી રીતે માલૂમ પડી, તેનો ખુલાસો થાય, ત્યારે વિચારવાળા માણસના મનમાં આવે. પણ કોઈ એવું કહે કે, આ વાત મને પરમેશ્વરે કહી, અથવા તે વાત અસંભવિત હોય, અને વળી તેનો કોઇ સાક્ષી પણ ન હોય, તે વાત તરત માનવી નહિ. એ વાત સાંભળીને;—

કૂરચંદ—ત્યારે આપણા દેશમાં શાસ્ત્રીઓની સભા કોઈ કોઈ સમે થાય છે, તેમાં આવા ઝીણા વિચારની વાતો નીકળતી હશે કે નહિ?

સુરચંદ—ભાઇ, કેટલાક શાસ્ત્રીઓ તો પોપટની પેઠે બોલી જાણે છે, પણ તેનામાં વિચારશક્તિ જોવામાં આવતી નથી. તેનો એક દાખલો સાંભળ.

---

# शास्त्रीओनी सभा विषे. ६.

જેમ આ વખતમાં કોઇ ગૃહસ્થ પરગામ જાય છે, ત્યારે ત્યાંની નિશાળમાં પરીક્ષા લઇને, ઈનામ વહેંચે છે, તેમજ જુનો ચાલ એવો છે કે, કોઇ સારા ગૃહસ્થને ઘેર જ્યારે સારૂં ટાણું હોય, ત્યારે શાસ્ત્રીઓની સભા કરીને દક્ષિણા વહેંચે છે.

એક શાહુકારના દીકરાનાં લગ્ન થયાં, ત્યારે તેના બાપે ત્યાંના ચાલ પ્રમાણે પંડિતોની સભા ભરી હતી. તે સભામાં વેદિયા, શાસ્ત્રી, પુરાણી, જોશી, અને વૈદ્ય આદિક આવ્યા હતા. તેમાં એક જોશી કાશીએ ભણી આવેલો હતો, તેના સહુ વખાણ કરતા હતા કે, આવો જોશી આખા દેશમાં કોઈ નથી. તે નળિકાયંત્ર બાંધીને તારા દિવસે દેખાડી શકેછે.

હવે જે છોકરાનાં લગ્ન થયાં, તે છોકરો સ્કૂલનો વિદ્યાર્થી હતો, તેથી તેને હરેક વિદ્યાનો શોખ હતો. માટે તે સાંભળવા બેઠો કે, જોઇએ સભાના પંડિતો શી શી ચર્ચા કરે છે?

પ્રથમ વેદિયા વેદના મંત્ર ભણવા લાગ્યા, અને બીજા કરતાં મને ઘણા મંત્રો પુસ્તક વિના મહોપાડે ભણતાં આવડે છે, એવું અભિમાન તેઓ દેખાડતા હતા. જ્યારે એક જણ અજાણ્યો મંત્ર ભણવા લાગે, ત્યારે બીજા તેની સાથે ભણી શકે, તેઓના મહોઢાઉપર અભિમાનનો ડોળ જણાય; અને જેને તે મંત્ર મહોપાડે ન હોય, તે ચૂપ રહે. તેથી તેનું મહોઢું અપમાન પામ્યાની પેઠે ઝાંખું પડતું હતું. ભણી રહ્યા પછી દેશનો, અથવા કોઈ પરદેશનો વેદિયો, ત્યાં ન હોય, એવાની તારીફ કરતા હતા કે, ફલાણો એક છે તે તો સાક્ષાત નારાયણ રૂપ છે, કેમકે યજુર્વેદના ચૌદે કાંડ, અથવા સામવેદના દશે ગ્રંથ, તે ઊંઘમાં ભણી જાય છે.

પછી શાસ્ત્રીઓ શબ્દ સાધવાની ચર્ચા ચલાવવા લાગ્યા. તેઓમાં જેને શબ્દ સાધવાનાં ઘણાં સૂત્ર યાદ હોય, તે વખણાતો હતો; અને તેઓ ચર્ચા કરતા, કરતા છેલી વારે ગુસ્સે થઇને એક બીજા સામી આંખો તાણીને લડતા હતા. સંસ્કૃતમાં બોલતાં થાક્યા એટલે પ્રાકૃત બોલીને ગાળાગાળી કરવા લાગ્યા. એક કહેતો હતો કે, મહા રંડના તું કાંઈ ભણ્યો નથી; અને બીજો કહેતો હતો કે, તું કાંઈ ભણ્યો નથી. પછી નૈયાયિકો પણ એજ રીતે "त्वावच्छिन्नं यावच्छिन्नं" એવાં વાક્ય ફરી ફરીને બોલીને ઘાંટા કાઢીને લડતા. જેનો ઘાંટો ધીમો પડે તે હાર્યો કહેવાતો હતો.

પછી યજમાને હાથ જોડી, પગે લાગીને લડાઈ પતાવી. બ્રાહ્મણોએ કહ્યું કે એ તો અમારી સભાની એવીજ રીત છે, માટે તમારે ગભરાવું નહિ. પછી પુરાણીઓ સામસામા શ્લોક બોલવા લાગ્યા. પછી જોશીઓ માંહોમાંહી પ્રશ્નોત્તર કરવા લાગ્યા, કે કિયો ગ્રહ કેંદ્રિયો હોય ત્યારે સારૂં ફળ આપે? અને કિયો ગ્રહ ખોટું ફળ આપે?

પછી વૈદ્યો પ્રશ્નોત્તર કરવા લાગ્યા કે વૈદ્યે કેવું શુકન જોઇને જવું ? કિયા વારને દિવસે રોગીને ઓષડ આપવું? અને કિયા વારે આપવું નહિ? એવી ચર્ચા ત્રણ કલાક સુધી ચાલી. પછી શેઠને તેના ઘરને બ્રાહ્મણે કહ્યું કે શેઠજી, હવે દક્ષિણા વહેંચો. મેં યાદી લખી રાખી છે. જો ઉત્તમ દક્ષિણા આપવી હોય, તો વેદિયા દરએકને ત્રણ રૂપૈયા, શાસ્ત્રી દરએકને રૂ૨), પુરાણી, જોશી, અને વૈદને એકેક રૂપૈયા પ્રમાણે આપો.

અને મધ્યમ દક્ષિણા આપવી હોય તો, ઉપલા અનુક્રમે રૂ૨, રૂ૧, અને રૂ ૦-૮-૦ આપો; અને કનિષ્ટ આપવી હોય તો રૂ ૧, રૂ ૦-૮-૦, રૂ ૦-૪-૦ પ્રમાણે આપો. શેઠે પોતાના દીકરાને કહ્યું કે, આ કામ સારૂં છે એમ તને લાગતું હોય, તો તારે હાથે દક્ષિ-

ણા વહેંચ. છોકરે કહ્યું કે, બ્રાહ્મણોને વિદ્યા ભણવાની હોંશ વધે, માટે આ કામ ઘણું સારૂં છે; પણ આમાં કેને વધારે જ્ઞાન છે? અને કેને ઓછું જ્ઞાન છે? અથવા કેનામાં વધારે કે ઓછી બુદ્ધિ છે? તે વાત મને સમજાઈ નથી. માટે વધતી ઓછી દક્ષિણા શી રીતે વહેંચું? અત્યાર સુધી જે તેઓએ ઠાલી નકામી માથાકુટ કરી તેથી મને ફક્ત એટલુંજ સમજાયું કે, ફલાણો મુખ્ય શાસ્ત્રી છે તે બહુ ક્રોધી છે અને ફલાણો બીચારો શાંત સ્વભાવનો છે. બીજી મને કશી વિગત પડી નથી. માટે કહો તો, એટલા જરા ગુણ, કે અવગુણ ઉપર નજર રાખીને વધતી ઓછી દક્ષિણા વહેંચું, અને કહો તો થોડા પ્રશ્ન પૂછીને, તેઓના જ્ઞાનની પરીક્ષા કરીને તે પ્રમાણે વહેંચું?

શેઠ બોલ્યા કે, તારે પૂછવું હોય તો પૂછ; પણ ઝાઝીવાર લંબાણ કરીશ નહિ. કેમકે ઘણી વાર થઈ તેઓ આવ્યા છે.

છોકરો—(વેદિયાઓને પુછે છે) મહારાજ, તમે જે મંત્ર ભણ્યા તેમાં શો મતલબ છે?

વેદિયા—વેદનો અર્થ થાય નહિ, અમે તો ફક્ત ભણી જાણીએ.

છોકરો—ત્યારે તેથી તમારે કે અમારે શો લાભ થવાનો? કેમકે એથી કશું જ્ઞાન તો મળવાનું નહિ.

વેદિયા—ભણવાથી, અને સાંભળવાથી કલ્યાણ થાય.

શાસ્ત્રી—એ તો અંગ્રેજી ભણ્યા છે, તે એવી વાત માનશે નહિ.

છોકરો—(શાસ્ત્રીને પુછે છે) "દેવનો" એ કેટલામી વિભક્તિ કહેવાય?

શાસ્ત્રી—પ્રાકૃતમાં વિભક્તિ હોય નહિ. અમે તો સંસ્કૃત જાણીએ.

છોકરો—"देवस्य" એનો અર્થ શો?

શાસ્ત્રી—દેવ જે તેનો.

છોકરો—ત્યારે "देवः यः तस्य" એનો શો અર્થ?

શાસ્ત્રી—એનો પણ એજ અર્થ છે.

છોકરો—ત્યારે પ્રથમ એકજ શબ્દનો એટલો બધો લાંબો અર્થ તમે કેમ કર્યો?

શાસ્ત્રી—પ્રાકૃતમાં એકજ શબ્દથી અર્થ થઈ શકે નહિ.

છોકરો—તમે પ્રાકૃત બોલોછો, અને તે ભણ્યા નથી, એવું કેમ કહોછો? પ્રાકૃત જાણ્યા વિના સંસ્કૃત ભણાયજ નહિ.

શાસ્ત્રી—અમારા સમજવામાં એવું છે કે, પ્રાકૃતમાં ધાતુ કે પ્રત્યય નથી.

છોકરો—(નૈયાયિકને) લંકાની હવેલીઓ ચંદ્રને અડકે એટલી ઊંચી હતી, અને રાવણને દશ મોઢાં, ને વીશ હાથ હતા, એ વાત કિયા પ્રમાણથી સાચી માનવી?

નૈયાયિક—શાસ્ત્રમાં જે લખી હોય, તે વાત સાચીજ માનવી એમાં સંશય કરવો નહિ.

છોકરો—ત્યારે ન્યાયશાસ્ત્ર ભણવાનું કારણ શું?

નૈયાયિક—ન્યાયશાસ્ત્રથી તર્ક કરતાં આવડે, અને હરેક વાક્યનો તર્ક કરવો; અને પછી આઠ પ્રકારનાં પ્રમાણ મળે, ત્યારે તે વાક્ય સિદ્ધ થાય.

છોકરો—ત્યારે મેં જે પ્રશ્ન પૂછ્યો, તેનો તર્ક કરવો કે નહિ?

નૈયાયિક—શાસ્ત્રની વાતનો તર્ક કરવો નહિ.

છોકરો—એવું કોઈ ન્યાયના ગ્રંથમાં લખ્યું છે? કે તમારી અક્કલથી કહોછો?

નૈયાયિક—અમારી સમજણ પ્રમાણે.

છોકરો—( પુરાણીને ) પુરાણ એટલે શું?

પુરાણી—મહાભારત, ભાગવત, આદિક અઢાર પુરાણ છે.

છોકરો—કેટલાં પુરાણ છે, એમ હું પુછતો નથી, પણ પુરાણ શબ્દનો અર્થ પુછુંછું.

પુરાણી—પુરાણ એટલે જુનું.

છોકરો—ત્યારે શું તેમાં જુની વાતો હશે?

પુરાણી—હાજી.

છોકરો—ભોજ કે વિક્રમની વાત તેમાં હશે?

પુરાણી—નાજી, એથી અગાઉની વાતો છે.

છોકરો—તે પુરાણ ક્યારે થયેલાં હશે?

પુરાણી—એ તો ત્રેતાયુગમાં, અથવા દ્વાપરમાં થયેલાં.

છોકરો—અશોક રાજાનું નામ કોઈ પુરાણમાં છે કે નહિ?

પુરાણી—જાણ્યામાં છે તો ખરૂં.

છોકરો—અશોક રાજાને કેટલાં વર્ષ થયાં?

પુરાણી—તે અમે જાણતા નથી.

છોકરો—અશોકની વખતનો શિલાલેખ ગિરનાર ઉપર છે, અને તેથી તેનાં વર્ષ જણાઈ આવે છે; અને તે ઉપરથી એ પુરાણ ક્યારે બન્યું હશે તે પણ કહી શકાય.

પુરાણી— એ વાત કાંઈ સંભવતી નથી.

છોકરો—(જોશીને)વર્ષના દહાડા કેટલા?

જોશી—ત્રણસેં ને સાઠ.

છોકરો—ટીપણું કાઢીને ગણી જુઓ.

જોશી—એ તો વધતા ઓછા થાયછે ખરા.

છોકરો—વધતા ઓછા થવાનું કારણ શું ? અને શા ઉપરથી એટલા દહાડાનું વર્ષ ઠરાવ્યું હશે ?

જોશી—સૂર્ય બાર રાશિ ફરી રહે, ત્યારે વર્ષ થાય.

છોકરો—આજ કિયું નક્ષત્ર છે ?

જોશી—દશ ઘડી રાત જતાં અશ્વિની ઊતરીને ભરણી બેસશે.

છોકરો—ક્યાંથી ઊતરશે અને ક્યાં બેસશે ?

જોશી—ટીપણામાં ઊતરશે, અને ટીપણામાં બેસશે.

છોકરો—તે વખતે શો ફેરફાર જોવામાં આવશે ?

જોશી—જોવામાં તો બધા દહાડા સરખા હોય. એમાં કશો ફેરફાર હોય નહિ. તે કરતાં તમે કાંઈ ફેરફાર બતાવી શકતા હો, તો કહી દેખાડો.

છોકરો—મારા સમજવામાં એવું છે કે, પશ્ચિમથી તે પૂર્વ સુધી અને આકાશમાં એક લીટી કલ્પિયે, તેજ લીટી પૃથ્વી નીચે થઇને પશ્ચિમના છેડાને મળે, એટલામાં નિશાનીઓ રાખવા સારૂ તારાના જથાનાં નામ પાડેલાં છે, તે નક્ષત્ર ૨૭ કહેવાય છે. તેમાંના અશ્વિની નામના નક્ષત્રની હદ છોડીને, દશ ઘડી રાત જતાં ભરણીની હદમાં આજ ચંદ્રમા આવશે. એનું નામ અશ્વિની ઊતરીને ભરણી બેઠું.

જોશી—હા, એ તે અમે જાણીએ છીએ.

છોકરો—એજ વખતે બરાબર એમ થશે કે નાહ, તેનો તમે કોઈ સમે આકાશમાં જોઇને તપાસ કર્યો છે.

જોશી— અમે તો ગણિતનો તપાસ કરીએ, પણ આકાશમાં જોઇને તો અમે તપાસ કર્યો નથી.

છોકરો—વારુ, તમે એટલું બતાવી શકશો, કે આકાશમાં કિયે ઠેકાણેથી તે કિયા ઠેકાણા સુધી અશ્વિનીની હદ કહેવાય?

જોશી—એવું તો અમે કાંઇ જાણતા નથી.

છોકરો—ત્યારે જ્યોતિષના ગ્રંથો થયાને ઝાઝાં વર્ષ થયાં, તેથી તેમાં ફેરફાર થઇ ગયો હોય, તો તમે શી રીતે જાણો?

જોશી—એવું જાણવાની શકિત આજ કોઇનામાં નથી.

છોકરો—વિલાયતમાં દર વર્ષે જ્યોતિષ વિષે નવો નવો શોધ થાયછે તેથી એ વિદ્યાનો ત્યાં ઘણો વધારો થયોછે. વારૂ. તિથિ એટલે શું?

જોશી—તિથિ એટલે તિથિ, બીજું કાંઇ અમે જાણતા નથી. (એવામાં સાંઝ પડી, એટલે બાઇડીઓ ચંદ્ર સામું જોઇને કહેવા લગી, કે આજ બી ઊગીછે. ત્યારે કેટલીએક કહ્યું કે ત્રીજ ઊગીછે.)

છોકરો—જુઓ મહારાજ, આ આ બાઇડીઓના જેટલું પણ તમે સમજતા નથી કે તિથિ એટલે ચંદ્રની કળા આપણા વર્ષની તિથિઓ ત્રણસેંને સાઠ, અને દહાડા ત્રણસેંને સાઠીઆપના આશરે થાય છે.

જોશી—એ વાતની અમને બરાબર ખબર નથી.

છોકરો—(વૈદને પુછે છે) માણસે ખોરાક ખાધો હોય, તે પેટમાં ઊતરવાની નળી કેવી છે?

વૈદ—તેની અમને ખબર નથી.

છોકરો—આંખ આગળની ધોરી રગ ક્યાંસુધી લાંબી છે?

વૈદ—તે પણ અમે જાણતા નથી.

છોકરો—(પોતાના ઘરના બ્રાહ્મણને કહે છે) કેટલા બ્રાહ્મણોને દક્ષિણા આપવી છે?

બ્રાહ્મણ—પચીશ જણ હાજર છે, અને પંદર જણ આવી શક્યા નથી; તેઓને ઘેર દક્ષિણા પહોંચાડવી પડશે.

છોકરો—(બાપને કહેછે) આ કામ મારાથી બની શકશે નહિ, કેમકે વાજબી જણાતું નથી.

શેઠ—આપણે પચીશ રૂપૈયા ખરચીને શોભા લેવાનું કામ છે, કે ફલાણા શેઠને ઘેર સભા કરી હતી, એવું કહેવાય. બીજી કાંઈ મતલબ પછી ઘરના બ્રાહ્મણના કહ્યા પ્રમાણે શેઠે દક્ષિણા વહેંચી. એ રીતે કુરચંદ અને સુરચંદ વાતો કરતા ચાલ્યા જાય છે. ત્યાં આગળ જતાં એક શેહેર આવ્યું. ત્યાં એક વિધવા શેઠાણીનો દીકરો ગુજરી ગયેલો તેથી તે બહુ રોતી, અને કુટતી હતી. તેને સુરચંદે ઘણી શીખામણ દીધી, પણ તે બાઈ છાની રહી નહિ. ત્યારે—

સુરચંદ—બાઈ, આ સંસાર સ્વપ્નું છે; માટે તેમાંથી તું જાગીશ, ત્યારે આ રોવા કુટવાનું સંભારીને તું શરમાઈ જઈશ, અને પસ્તાઈશ કે સ્વમાની જુઠી વાત હતી, અને મેં શા વાસ્તે એટલો કલેશ કર્યો?

બાઈ—ભાઈ, મારી નજરે ઊછરેલો, લાડવાયો દીકરો ગુજરી ગયો તે સ્વમાની વાત કેમ કહેવાય ?

સુરચંદ—એ વિષે લાલા અને કીકાના સ્વમાની વાત કહું તે સાંભળ.

---

# લાલા અને કીકાના સ્વપ્ના વિષે. ૭.

લાલો અને કીકો એવા નામના બે નિશાળિયા, એક સમે પોતાના સગાંમાં લગ્ન હતાં તેથી, આખી રાતનો ઊજાગરો કરીને બીજે દિવસે નિશાળે ગયા. ત્યાં ભણતાં ભણતાં ઊંઘનાં અતિશય ઝોકાં આવવા લાગ્યાં, ત્યારે મેહેતાજી પાસે સિક બાબતની રજા લઇને નિશાળના મેડા ઉપર જઇને પોતાનો પાઠ વિચારવા લાગ્યા. ત્યાં પણ ઊંઘ આવવાથી સૂઈ ગયા; અને તેઓને ઘણી ઊંઘ આવી.

પછી લાલાને એવું સ્વપ્ન આવ્યું કે, તે દિલ્લીમાં કોઇને ઘેર જન્મ્યો અને દિવસે દિવસે મોટો થયો. પછી તેને નિશાળે ભણવા બેસાર્યો. તે પાંચ સાત વર્ષ સુધી ભણ્યો. પછી તેનાં માબાપે પરણાવ્યો અને તેની વહુને સીમંત આવ્યું. પછી માબાપ સાથે અણબનાવ થયાથી જુદો રહ્યો, અને રળવા ખપવા શીખ્યો. પણ તેને સારો ધંધો ન આવડ્યાથી ચોરી કરવાનો, ફાંશીખોરાનો, અને જુગાર રમવાનો ધંધો હાથ લાગ્યો.

પેલા કીકાને પણ એવું સ્વપ્ન લાગ્યું કે, જાણે તે પણ કોઇ શેહેરમાં જન્મ્યો; અને એજ રીતે મોટો થયો, તથા કુટુંબવાળો થયો. પણ તે સ્વપ્નમાં સારો ધંધો કરતો હતો, અને પરમેશ્વરની પ્રાર્થના કરતો હતો. પોતે નીતિથી ચાલવા ચહાતો હતો, અને બીજા લોકોને નીતિનો બોધ કરતો હતો.

પછી તે બંને જણા ઊંઘમાં બકવા લાગ્યા. એવામાં એક નિશળિયો તે મેડા ઉપર જઇ ચડ્યો, અને પેલાઓને બકતા સાંભળીને તે તમાસો જોવા સારૂ તેણે મેહતાજીને, તથા બીજા નિશાળિયાને મે-

ડા ઉપર બોલાવ્યા. તેથી ઘણા નિશાળિયા, અને મહેતાજી ત્યાં જોવા આવ્યા. લાલો એવું બકતો હતો કે, "જુઠું બોલ્યા વિના પૈસા મળતા નથી, અને જગતમાં સઉ લોકો જુઠું બોલેછે. જુઠું બોલ્યા વિના કોઇને ચાલતું નથી. આપણે ચાર જણ મળીને ચોરી કરી લાવ્યા છૈયે, માટે ચારે ભાગ સરખા પાડવા જોઈએ. તમે મારી સાથે આવો તો, મેહેતાજીના ઘરમાં રૂપૈયા ઘરાણાં મૂકે છે તેની મને ખબર છે. માટે ત્યાંથી બે હજાર રૂપૈયાનો માલ આપણે ચોરી લાવીએ. ફલાણા સાહુકારનો દીકરો ઝાઝાં ઘરાણાં પહેરીને નિશાળમાં આવે છે, તેને ભોળવીને ગામ બહાર લઈ જઇને મારી નાખીએ, તો એક હજાર રૂપૈયાનું ઘરાણું આપણને મળે."

એવા અનીતિના ઘણા બોલ બકતો હતો, તથા માબાપ ઉપર રીસ ચડાવીને, ભોંય સાથે પોતાનું માથું જોરથી કુટતો હતો. તેથી તેના કપાળમાંથી લોહી નીકળ્યું.

કીકો નીતિના બોલ બકતો હતો તે એવા કે, "મેહેતાજીની, અને માબાપની શીખામણ માનીએ તો, પરમેશ્વર આપણા ઉપર રાજી થાય, અને આગળ જતાં આપણને સુખ મળે. ગમે તે થાય પણ જુઠું તો બોલવુંજ નહિ." એવો બંને જણાનો બકવા સાંભળીને, છોકરા, તથા મેહેતાજી એવું અનુમાન કરતા હતા કે, પોતાના મનમાં જેવા વિચાર હોય, તેવાજ બોલ સ્વપ્નમાં બકી જવાય છે. માટે લાલાના અસલથી ખરાબ વિચાર હશે; અને કીકાના અસલથી સારા વિચાર હશે.

વળી સ્વપ્નમાં લાલાનો દીકરો મરી ગયો, ત્યારે તે ઘણું રોવા લાગ્યો. અરે! કીકાનો પણ છોકરો મરી ગયો, ત્યારે તે ધીરજથી પો-

તાના કુટુંબને સમજાવવા લાગ્યો. એ નિશાળના મેડાની બારી સામી કોઈ ગૃહસ્થના મેડાની બારી હતી. ત્યાં એક બાઈ બાજરી દળતી હતી, તેણે ઘંટીના આશરે સો આંટા ફેરવ્યા, એટલી વાર સુધી તે બંનેનું સ્વપ્ન ચાલ્યું; પણ તેઓને સ્વપ્નમાં આશરે સો વર્ષ જણાયાં. પછી તેઓ જાગ્યા; અને લાલાને કપાળ ફુટ્યાથી લોહી નીકળ્યું હતું, ત્યાં પાટો બાંધ્યો; અને પંદર દિવસ સુધી તેની પીડા રહી. પછી મેહેતાજીએ તથા નિશાળિયાઓએ તેઓને કહ્યું કે તમે બંને બકતા હતા, તેથી તમારે સ્વપ્નમાં જે જે હકીકત બની, તે બધી અમે જાણીએ છૈયે. પછી એ બંને જણાએ પૂછ્યું કે હમે કેટલીવાર સુધી સ્વપ્નમાં રહ્યા હઇશું? ત્યારે બીજાએ જવાબ દીધો કે, આ ઘંટીના આશરે સો આંટા થયા હશે, એટલીવાર તમે સ્વપ્નમાં રહ્યા. તે સાંભળીને, લાલો બહુ શરમાઈ જઈને પસ્તાવો કરવા લાગ્યો, કે મને માલુમ હોત જે, આ તો સ્વપ્નું છે, અને થોડીવાર રહેવાનું છે, તથા તે જુઠુંછે, તો હું માથું ફુટત નહિ, અને રોવા લાગત નહિ. પછી મહેતાજીએ તેના ઉપર ઘણો કોપ કર્યો; અને નિશાળિયાઓએ આખી ઉમ્મરસુધી લાલાનો વિશ્વાસ કર્યો નહિ; અને જ્યાં જાય ત્યાં લોકો તેનો તિરસ્કાર કરતા હતા. અને ફીકા ઉપર મહેતાજીની તથા નિશાળિયાઓની ઘણી પ્રીતિ થઇ, તથા પક્કો વિશ્વાસ બેઠો.

આ વાતનો સાર એ છે કે, આ સંસાર લાલાના, અને ફીકાના સ્વપ્ના જેવોછે, અને પૃથ્વી સૂર્યને આશરે સો આંટા ફરે, એટલામાં તો આપણાં સો વર્ષ થાય છે. પણ ઇશ્વરના હિસાબમાં ઘંટીના સો આંટા કરતાં પણ અલ્પ કાળ છે. માટે ઝાઝી વાર સુધી આ સંસારનું

સ્વપ્ન રહેવાનું નથી.

અરે! પછીથી પરમેશ્વર, તથા મુક્ત લોકો આપણા ઉપર કોપ કરે કે આપણો વિશ્વાસ ન રાખે, એવું આપણાથી બકી જવાય, તેનો ખુબ તપાસ રાખવો. આ સંસારનું સુખ કે દુઃખ જોઇને ઘણા ખુશી કે ઘણા દીલગીર થવું નહિ; અને પછીથી પસ્તાવું પડે કે આવું સ્વપ્ના જેવું મેં જાણ્યું હોત તો, હું આ રીતે કરત નહિ, એવું કરવું નહિ.

## દોહરો.

સ્વપ્ન તુલ્ય સંસાર છે, પાપ પુણ્ય છે સત્ય;<br>
ચેતિ શકો તો ચેતજો, દે દીક્ષા દલપત. ૧

એ વાત સાંભળીને સુરચંદને પેલી બાઇએ કહ્યું કે, ભાઈ, તમે કહોછો તે ખરૂં; પણ મારા ઘરનાં માણસો મારી નજર આગળ જેટલાં મરી ગયાં છે, તે મને કદી વીસરતાં નથી, અને દૈવે મારા ઉપર મોટો જુલૂમ કર્યો છે.

સુરચંદ—બાઈ, એ વિષે વંશપાળ અને યમરાજની વાત કહું તે સાંભળ.

# वंशपाळ अने यमराज विषे. ८.

આ વિષયમાં જે નામો આવશે, તેના અર્થ નીચે પ્રમાણે સમજવાઃ—

યમરાજ, એટલે મૃત્યુ.

યમના દૂત, એટલે તરેહ તરેહના રોગ.

વરૂણદેવ, એટલે જળ ઇત્યાદિ.

---

વંશપાળ નામે એક વાણિયો હતો, તેની સ્ત્રી નામે ભોળીવહુ હતી. તેનો એકનો એક દીકરો સાત વર્ષની ઉમ્મરનો, તે છ સાત મહિના સુધી ઘણો માંદો રહીને મરણ પામ્યો. પછી તે વાણિયે, અને તેની સ્ત્રીએ, બહુ રોવા કુટવા માડયું; એટલે લોકોએ આવીને છાનાં રાખવા માડયા, અને બહુ ઠપકો દીધો કે અતિશે રોવું કુટવું નહિ. અને અતિશે રોવા કુટવાથી લોકો તેની નિંદા કરવા લાગ્યા. તેથી તે ધણી ધણિયાણીએ ધાર્યું કે આપણે માણસ દેખતાં કુટવું કે રોવું નહિ.

પછી એ છોકરાના મડદાને નદી કાંઠે જ્યાં બાળ્યો હતો, ત્યાં રોજ રાતની વખતે જઇને, વંશપાળે અને તેની વહુએ અતિશે કલ્પાંત કરવા માડયું; અને મરનાર છોકરાને તથા પોતાના ઘરમાં પોતાની નજરે જેટલાં માણસો મરી ગયેલાં, તે બધાંને સંભારીને રોવા અને કુટવા માડયું. આજના લોકો તો પાખંડ કરવા સારૂ લોકો ભેળા થાય, ત્યારે રૂએ છે અને કુટે છે. પણ વંશપાળનો અને તેની સ્ત્રીનો ખરેખરો પ્રેમ હતો. માટે વસ્તીમાં લોકો દેખે કે સાંભળે, તો છાનાં રાખવા અને હાથ ઝાલવા આવે. માટે રાતની વખતે નદી કાંઠે જઇને રાત આખી રોતાં, અને કુટતાં હતાં. પછી સવારમાં ઘેર આવીને, રસોઈ

પાણી કરીને, ખાતાં હતાં; અને દહાડો આખો ઘરનું કામકાજ કરતાં હતાં. પણ પોતાના મનની દીલગીરી કોઈ લોકોની આગળ દેખાડતાં નહિ.

એ રીતે કેટલાએક મહિના થયા, ત્યારે પાણીનો દેવ જે વરૂણદેવ કહેવાય છે, તેની પણ છાતી ભરાઇ આવી. ત્યારે તેણે વંશપાળને અને તેની સ્ત્રીને કહ્યું કે, આ શેહેરમાં દર મહિને ૧૦૦૦ માણસો મરી જાય છે, પણ તમારા જેવી આટલી દીલગીરી કોઇ રાખતું નથી. અને તમે શા વાસ્તે રોજ આવીને મને કંટાળો ઉપજાવોછો ? તે સાંભળીને:—

વંશપાળ—બીજા લોકોની પેઠે લોકોને દેખાડવા સારૂ અમે પાખંડ કરતાં નથી; પણ જ્યાં સુધી તું એજ અમારો છોકરો અમને પાછો નહિ આપે, ત્યાંસુધી અમે બંને જણ તને રોજ આ રીતે સંતાપીશું.

વરૂણદેવ—તમારા છોકરાને મેં કે મારા દૂતોએ લીધો નથી. એ તો મોતનો દેવ યમરાજ કહેવાય છે, તેના દૂતો લઈ ગયા છે.

વંશપાળ—ત્યારે તું અમને બંને જણને યમરાજ પાસે લઈ જા; એટલે અમે તેની આગળ કરગરીને અમારો છોકરો પાછો માગી લેશું.

પછી વરૂણદેવ, તે બંને જણને જમપુરીમાં યમરાજ પાસે લઈ ગયો. ત્યાં વંશપાળે અને તેની સ્ત્રીએ એવો તો કલ્પાંત કરવા માંડ્યો, કે તેથી યમરાજની, તથા તેના દૂતો જે, તાવ, કોગળિયું, દમ, ક્ષય, ઉટાંટિયો, કાકાબળિયા, વગેરે ચૌદ કોટિ એટલે ચૌદ જથે ઊભા હતા, તેઓની આંખોમાંથી પણ આંસુની ધારાઓ ચાલી.

યમરાજ—અરે, તમે આવડાં દીલગીર શા વાસ્તે થાઓ છો?

મને તો પરમેશ્વરે હુકમ આપેલો છે, તે પ્રમાણે હું કરૂંછું; અને પરમેશ્વરની મરજી થઈ, ત્યારે તમારા છોકરાને મારા દૂતો લઈ આવ્યા છે.

વંશપાળ—અરે મહારાજ, મારો એક છોકરોજ તમારા દૂતોએ લીધો હોત, તો હું આટલો દીલગીર થાત નહિ; પણ મારી નજરે મારા ઘરમાંથી મારાં ઘણાં માણસોને લઈ ગયા. એ તો મારે માથે મોટો જુલૂમ કર્યો છે.

યમરાજ—કોઈના ઉપર જુલૂમ કરવાની મારી મરજી નથી. માટે તારાં માણસો ગયાથી તારે શી શી હરકત થઈ, તે તું કહી સંભળાવ.

વંશપાળ—મારો છોકરો ગયાથી મારો વંશ જાયછે, એક તો એ હરકતછે.

યમરાજ—તું વાણિયો છે, માટે એક તારો છોકરો જવાથી વાણિયાનો વંશ જવાનો નથી; અને સહુનો વંશ રાખવાની તારા કરતાં પરમેશ્વરને ઘણી ફીકર છે. ઝાડ, પશુ, પક્ષી, વગેરે કોઈ પ્રાણીનો વંશ પરમેશ્વર જવા દેતો નથી, તો માણસનો વંશ કેમ જવા દેશે? આ પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, વગેરે સઘળાં માણસોને વાસ્તેજ પરમેશ્વરે કર્યાછે. માટે માણસનો વંશ જાય તો, તે બધાંય નકામાં થઈ પડે, તેની તારા કરતાં પરમેશ્વરને વધારે ફીકર નહિ હોય કે શું?

વંશપાળ—એ તો ખરૂં; પણ મારા દીકરા વિના મારા પંડનો તો વંશ જાય કે નહિ? અને પછી મારૂં ઘરબાર કોણ ભોગવશે?

યમરાજ—સહુના પંડનો વંશ રાખવાનો પરમેશ્વરે ઠરાવ કર્યો નથી. અને જો એમ કર્યું હોત, તો એક ભુંડણને ૧૦૦થી વધારે

બચ્ચાં તેની ઉમ્મરમાં થાય છે, અને એક બાઈડીને આશરે ૧૬ સુધી છોકરાં થાય છે. તે બધાંયના પંડનો વંશ રાખે તો પૃથ્વી ઉપર ક્યાં માઈ શકે ?

વંશપાળ—બીજાને તો ગમે તેમ હોય, પણ મારાં માણસો મને બહુ યાદ આવે છે.

યમરાજ—બાઈ, તારા ઉપર પણ અમારા દૂતોએ જે જુલૂમ કર્યો હોય, તે તું કહી સંભળાવ.

ભોળી—અરે મહારાજ, મારા ઉપર તો જુલૂમની કાંઈ બાકીજ રાખી નથી. મારા પરણ્યા પેહેલાંજ મારી સાસુને અને મારા સસરાને તમારા દૂતો લઈ ગયાછે. સાસુ સસરાનો મને કાંઇ લહાવો લેવા દીધો નથી.

યમરાજ—એ તો સામું સારૂં કર્યું; કેમકે તે ઘરડાં, અને માંદાં હોત, તેઓની ચાકરી કરવી પડત, તેઓની ગાળો સાંખવી પડત. ઘેર ઘેર સાસુ વહુને લડાઈઓ થાય છે, તે તું જોતી નથી ?

ભોળી—એ તો ફુવડ વહુ હોય, તે સાસુના સામું બોલે. મારે સાસુ અને સસરો હોત, તો હું તો રોજ તેઓના પગ ધોઇને પીત. અને મારી અધરણી પેહેલાં મારી નણંદને, મારા નણદોઈને, દીયરને, તથા દેરાણીને પણ તમારા દૂતો લઈ ગયા. સંસારમાં મારે એકે ઓરિયો વીત્યો નથી. પછી દીકરીને અને જમાઇને પણ લઈ ગયા. તેઓને સારૂ મેં ઘણી પછાડો ખાધી, માથું કૂટયું; પણ તમારા દૂતોને કાંઇ દયા આવી નહિ. મહારાજ, સાચું કહું તો તમને દુઃખ લાગે; તોપણ મારી છાતી બળી જાય છે, તેથી કહુંછું કે, આખા જગતમાં

તમારી અપકીર્તિ ઘણી ફેલાઇછે, અને સઉ કહેછે કે, "જમને દયા હોય નહિ". તમને તો નિર્દય અને હત્યારા જેવા સઉ જાણે છે.

યમરાજ—દેરાણી જેઠાણી સાથે મઝિયારો વહેંચતાં કેવી લડાઇઓ થાત, તે તને માલૂમ છે?

ભોળી—હું તો એવી નહિ. હું તો મઝિયારો વહેંચવાનું નામજ લેત નહિ; અને એ બધાં માણસોથી મારૂં ઘર ભર્યું દેખાત, તેથી હું ભાગ્યશાળી, અને પનોતી કહેવાત. બળી દોલતને શું કરવી? માણસો હીમખીમ રહે તો સારૂં.

એ રીતે ઘણું ઘણું કહીને યમરાજે એ બંને જણાંને સમજણ આપી, પણ તેઓએ કાંઈ વાત માની નહિ; અને કહ્યું કે, અમારા ઘરનાં માણસો અમારી નજરેથી ગયાં છે, તેઓમાંથી એકેને અમારી ઉમ્મર સુધી અમે ભૂલનાર નથી; અને તેંજ એ બધાં અમારાં માણસોને લીધાં છે. માટે અમે રોજ તને ગાળો દઈશું; અને અમારા ગરીબના નીસાસા તને લાગશે. અને જો ગરીબના નિસાસા લેનારનું પરમેશ્વર ભુંડું કરતો હશે, તો તારૂં પણ ભુંડું કરશે.

યમરાજ—અરે બાપા, તમે મને શાપ દેશો નહિ. હું ગરીબના શાપથી બહુ બીહુંછું. માટે તમારાં જેટલાં માણસો મારા દૂતોએ લીધાં હોય તે બધાનાં નામ લખાવો.

પછી વંશપાળે, અને તેની સ્ત્રીએ પોતાની ઉમ્મરમાં દીઠેલાં પોતાનાં ઘરનાં નહાનાં અને મોટાં, તમામ માણસોનાં નામ લખાવ્યાં, તે ૪૦ થયાં. યમરાજના કારકુન ચિત્ર અને વિચિત્ર, એ બંનેએ તે યાદી યમરાજને વાંચી સંભળાવી; અને કહ્યું કે આપણા દફતરમાં પણ એ

માણસો જમે નોંધાયેલાં છે.

યમરાજ—તમે બેસજો, હું આવુછું.

એમ કહીને વૈકુંઠમાં પરમેશ્વર પાસે જઇને બોલ્યા કે અરે મહારાજ, બળી આ નોકરી; હવે મારે કરવી નથી. મૃત્યુલોકમાં મારી ઘણી અપકીર્તિ થઈ; અને લોકો કહેછે કે "જમને દયા હોય નહિ". મને નિર્દય અને હત્યારો કહે છે.

પરમેશ્વર—તમને કોણે કહ્યું ?

યમરાજ—એક વાણિયો, અને વાણિયણ વરૂણદેવની સાથે મારી કચેરીમાં આવ્યાં છે, તેઓએ કહ્યું; અને તેઓ બંને જણાં પોતાનાં માણસો વાસ્તે એટલો તો કલ્પાંત કરેછે કે, તે મારાથી જોઈ શકાતો નથી. તેથી હું જાણુંછું કે બધા લોકો એવાજ દીલગીર થતા હશે. માટે ગરીબ માણસોના નીસાસા લેવાની, જપતી કારકુનની પઠે લોકોની મીલકત જપત કરવા જેવી નોકરી મારે કરવી નથી.

પરમેશ્વર—તમારે નોકરી છોડવી હશે તો, આજથી એક મહિના પછી એ ખાતું કાઢી નાખીને તમને પેનશન આપીશું. પણ હાલ મહિના સુધી એ કામ તમારે બરાબર કાયદા પ્રમાણે ચલાવવું; અને જાઓ, એ વાણિયાનાં તમામ માણસો જેવાં લાવ્યાં હો, તેવાં તેને ઘેર પાછાં પહોંચાડો. અને હવે પછી તેના ઘરનું એકે માણસ લેશો નહિ. (પછી યમરાજ પોતાની કચેરીમાં પાછા આવ્યા.)

યમરાજે મોં ચડાવીને દૂતોને કહ્યું કે, એ વાણિયાને ઘેરથી આજસુધીમાં તેનાં માણસોને જેવાં લઈ આવ્યા હો, તેવાંને તેવાં પાછા એના ઘર આગળ પહોંચાડજો; અને આજ પછી એના ઘરનું એકે

માણસ લાવશો તો તમને બરતરફ કરીશ.

એવું સાંભળીને વંશપાળ, અને તેની સ્ત્રી બહુ ખુશી થયાં. પછી વરૂણદેવે તે બંને જણાંને તેઓને ઘેર પહોંચાડયાં. તેઓ પોતાના ઘરમાં નિરાંતે સુતાં. પછી સવારના પહોરમાં ઊઠીને જુએછે, તો ઘર આગળ મોટા મેદાનમાં ૪૦ માણસો જીવતાં પડેલાં; તેમાં દશ બાર છોકરાં, દશ બાર ઘરડાં, અને બીજાં જુવાન ખરાં, પણ તે તમામ માંદાં હતાં; અને બારણા આગળ કળબળાટ થઇ રહ્યો હતો.

વંશપાળનો બાપ—(માંદો માંદો, પડયો પડયો, ગળામાંથી પરાણે પરાણે બોલે છે) અરે વંશપાળ, રાંડના તું કયાં ગયો? મેં નાનપણમાં તને ઊછેરીને મોટો કર્યો, અને હવે તું મારી ચાકરી કરતો નથી? અરે, મને ખાટલો તો પાથરી આપ. હું ભોંય પડયો પડયો પાસાં ઘસુંછું. ફટ દીકરા, તને કાંઇ દયા અવતી નથી?

વંશપાળની મા—અરે ભોળીવહુ, તું કયાં ગઈ? મને ઊની ઊની રાબડી કરીને પા. અરે વહુ તું જવાબ દેતી નથી? તું તારા બાપને ઘેર મોકાણ માડવા, તારે પીયર ગઈ છે કે શું?

વંશપાળ—(પોતાની વહુને કહેછે) આ છોકરાંને વાસ્તે ઘોડિયાં કેટલાં ઘડાવવાં પડશે?

વહુ—સાત આઠ ઘોડિયાં તો જરૂર જોઇશે.

વંશપાળ—આ બધાં માંદાં છે; માટે તેઓના ખાટલા કિયે ઠેકાણે ઢાળીશું?

વહુ—એક મોટું ઘર ભાડે લેવું પડશે, અને ખાટલા પણ ઘડાવવા પડશે; કેમકે આટલા ખાટલા આપણા ઘરમાં નથી.

વંશપાળ—રસોઇ કરવા સારૂ મોટાં મોટાં વાસણ પણ આજને

આજ વેચાતાં લાવવાં પડશે.

વહુ—મોટાં મોટાં વાસણ શું કરવાં છે? આ તો કોઈ રાબડી માગે છે, અને કોઇ રોટલો માગે છે; અને કોઇ તો ચાવી શકે એવાં નથી માટે તે શીરો માગે છે. વાસ્તે બધાંને કાજે જુદું જુદું રાંધવું પડશે.

વંશપાળ—અરે, આ નહાનાં છોકરાં રોઈ મરે છે, માટે પ્રથમ તેઓને ધવરાવ. પછી તું ઝટ પાણી ભરવા જા.

વહુ—આટલાં બધાંને નહાવા કે પીવા જેટલું પાણી મેં એકલીથી લવાશે નહિ, માટે પાણી ભરનારીઓ બે ત્રણ રાખવી પડશે.

વંશપાળ—આ માંદાં અને ઘરડાં પોતાની મેળે નહાઇ શકે એવાં નથી. માટે આપણે બંને જણાં મળીને ન્હવરાવીશું ત્યારે થશે.

વહુ—આ ભૂખ્યાં બૂમો પાડેછે, માટે હું તો ઝટ રસોઇ કરવા માડું. નહિતો મને તો ગામના લોકો ચુંટી ખાશે; અને કહેશે કે, ઘરડાં સાસુ સસરાને વહુ ખાવા પણ આપતી નથી.

વંશપાળ—મારે તો ઝટ દોકાને જવું છે. કમાઈશું નહિ, તો પછી આ બધાંને શું ખવરાવીશું?

વહુ—થયું, તમે તો દોકાને જઇને બેસો; એટલે "ઘર મુકયાં, અને દુઃખ વિસર્યાં", એ કહેવત જેવું તમારે તો થાય. પણ હું રસોઇ કરવા પેશું, એટલે આ છોકરાંને કોણ હીંચોળશે?

વંશપાળ—"આ તો હવે આખા ભવની લાગી". જો એક દહાડાનું હોય, તો ઘેર રહેવાય. પણ હમેશાંનું થયું, ત્યારે રળ્યા વિના કાંઈ છુટકો છે?

વંશપાળનો ભાઈ—અરે ભાઈ, તું ચઉટામાં પછી જજે. હું માંદો મરૂંછું, માટે કોઈ વૈદ્યને તેડી લાવ, અને મને કાંઈ ઓષડ કર.

વંશપાળની ભાભી—તેના ભાઈને તો ઓપડ કરશે, પણ મને પારકી જાણીને કોણ ઓપડ કરશે?

વંશપાળની દીકરી—ઓ બાપા, ઓ મા, હું મરી ગઈ રે! મરી ગઈ રે! મારા પગ ખેંચાઇ જાય છે, અને મારા બે હાથ ખેંચાઈ જાયછે.

ભોળી—ખમા બહેન, ખમા તને. લે હું તારા હાથ પગ દાબું.

વંશપાળ—હવે એક જણને તો, એ છોડીની પાસેને પાસેજ રહેવું પડશે.

ભોળી—પેલા મોટા છોકરાને બળિયા નીકળેલા છે. તેને તો લગારે વેગળો મુકાય એવું નથી. માટે હું તો તેની પાસે રહું, કે આની પાસે રહું?

જમાઇ—મને બેઠો કરો રે! મને બેઠો કરો! મને ઉલટી થાયછે.

ભોળી—એનું ઓકેલું ઘરમાંથી કોણ વાળી નાખશે?

વંશપાળ—તારેજ વાળવું પડશે તો. એના સારૂ તેં કેટલી પછાડો ખાધી હતી? અને કેટલો કલ્પાંત કર્યો હતો? તે ભૂલી ગઇ?

વંશપાળનો સઇયારી—અરે વંશપાળ, તમે તો ઘેરના ઘેર બાઇડીના મોં સામું જોઇને બેસી રહોછો, અને દોકાનનું કામ કાંઈ કરતા નથી. આવી રીતે તમારૂં સઈયારૂં અમારે પાલવશે નહિ. માટે ચાલો, દોકાને આવીને તમારો ભાગ વહેંચી લ્યો.

વંશપાળ—ચાલો ભાઈ ચાલો; હું દોકાને આવુંછું.

વંશપાળ દોકાને ગયો, તે દોકાનના કામમાં ગુંચાઇ રહ્યો; અને પહોર રાતે પાછો ઘેર આવીને જુએ છે તો, કોઈને ઉલટી, અને કોઈને ઝાડો થયેલો. તેથી બધું ઘર ગંધાઈ ઊઠેલું દીઠું. વળી પોતાની વહુને પુછ્યું કે, મારે કાજે કાંઈ વાળુ રાંધ્યું છે કે નહિ?

ભોળી—હું તો કાયર કાયર થઇ ગઈ. સવારનું કાંઈ રાંધ્યું નથી. હું તે રાધું, કે આ બધાંને પાણી પાઉં ? પાણી પણ ગોળામાં નથી.

વંશપાળ—અરે, આપણે તો સાજાં સારાં છિયે, તે બે દહાડા સુધી ખાઇએ નહિ તો ચાલે; પણ આ માંદાંને હજી સુધી કાંઇ રાંધી ખવરાવ્યું નહિ એ તેં શું કર્યું ?

ભોળી—અરે! આ સાસુ તો મારી પેલા ભવની સોક્યની પેઠે નડે છે; અને લોકોની આગળ મારાં વગોણાં કરે છે, કે મને રાંધી ખવરાવતી નથી. રાંધી ખવરાવતી નથી, એમ કહે છે.

વંશપાળ—મારી માને ગાળ દઈશ તો, રાંડ હું તારાં હાડકાં ભાંગી નાખીશ.

ભોળી—મારી નાખો ત્યારે. એક વાર મારે તો મરવું છે, એમાં શું ? આ દેરાણીનું લગાર માથું દુખે છે. તેમાં ઘરનું કામ કરવું પડે તે સારૂ માંદી થઇને પડી છે.

વંશપાળ—આ છોકરાંને તો ખવરાવ.

ભોળી—મુઆં છોકરાં. આથી તો વાંઝિયાં હોઇએ તે સારૂં.

વંશપાળ—તું કહેતી હતીને, જે હું તો સાસુ સસરાના રોજ પગ ધોઈને પીશ!

ભોળી—તે સાસુ સસરો આવાં હશે ? ઘેર ઘેર જઈને જુઓને ?

વંશપાળ—એ તો એવાંને એવાંજ હોય. પણ પારકાં માણસો પોતાને વેઠવાં પડે નહિ, એટલે સારાં લાગે.

ભોળી—હવે આ જમાઈ તો "મરશે નહિ, અને માંચો મુકશેય નહિ." મુઓ, એના બાપને ઘેર પહોંચાડી ઘો, એટલે જખમારીને ચાકરી કરશે.

વંશપાળ—અરે, આ જે છોકરા સારૂ રોજ નદીકાંઠે જઈને તું પછાડો ખાતી હતી, તેને તો સંભાળ.

ભોળી—હવે તો એ છોકરો મરે તો, હું દેરીએ દેરીએ દીવા કરૂં, એટલી હું કાયર થઈ છું.

વંશપાળ—તું વેળા કવેળાની છોકરાને ગાળો દેછે તેથી મને તારા ઉપર બહુ દાઝ ચડે છે.

ભોળી—હા. પોતાનાં ભાઇ, ભોજાઈ, મા, બાપ, ઉપર તો કાંઇ ચાલે નહિ. પછી એ બધાંની દાઝ મારા ઉપર કાઢો.

વંશપાળ—જા ત્યારે, દીસતી રહે; એટલે હું મારે જે થશે તે કરીશ.

ભોળી—ક્યાં જાઉં? મારે તો ક્યાંઈ જવાનું ઠેકાણું નથી. હું તો તમારે "હઈએ હડી, અને કર્મે જડી."

વંશપાળ—રાંડ તું મારે કર્મે ક્યાંથી મળી?

ભોળી—આ તારાં સગાં બધાં સારાં, અને એક હુંજ ભુંડી છું? હું જાણુંછું કે તમે મારો જીવ લેશો, ત્યારે છુટકો કરશો.

છોકરો—મા ખાવું છે.

ભોળી—ખા, તારા બાપનાં કાળજાં; નહિતો મને ખા.

વંશપાળ—ઊભી રહે રાંડ લુચ્ચી, બકવા કરેછે? આ લાકડીએ લાકડીએ તારો વાંસો ભાંગી નાખીશ.

ભોળી—મેલ તારા ઘરમાં ભડકો, હું તો આ ચાલી. મને કોઇ નહિ સંઘરે, તો કુવો તો સંઘરશે? (એમ કહીને જાયછે)

વંશપાળ—ઊભી રહે ઊભી રહે. ક્યાં જાયછે? ઘેર તો આવ તને કાંઇ નહિ કહું.

ભોળી—(ગામ બહાર કુવા તરફ ગઈ.)

વંશપાળ—(દોડીને તેનો હાથ ઝાલીને કહેછે) આપણે હાથે કરીને પેટ ચોળીને શૂળ ઊભું કર્યું. આપણે બંને જણને કેવું હેત હતું, તે વિક્ષેપ પડ્યો. હવે શો ઉપાય કરવો?

ભોળી—એ બધાંને ઘરમાંથી કાઢો, તોજ હું ઘેર આવીશ; નહિતો આવનારી નથી.

વંશપાળ—શી રીતે કઢાય? જો જીવતાં ને જીવતાં ડાટી આવીએ, કે બાળી આવીએ, તો લોકોમાં મોહું દેખાડાય નહિ.

ભોળી—યમરાજને કહો, તે લઈ જાય.

વંશપાળ—તે કાંઇ આપણો ચાકર છે કે શું? આપણા કહ્યાથી કેમ લઇ જાય? એ તો પરમેશ્વરના હુકમથી લઇ જતો હતો.

ભોળી—ત્યારે ચાલો વરૂણદેવને આપણે કહીએ, એટલે તે લઇ જશે. (પછી બંને જણાં નદી કાંઠે ગયાં)

વંશપાળ—ઓ વરૂણદેવ, ઓ વરૂણદેવ, બાપજી જવાબ તો ઘો.

ભોળી—એમ તો નહિ બોલે. જ્યારે આપણે પછાડો ખાઈશું, અને માથાં કુટીશું, અને ખુબ રોઇશું, ત્યારે દયા આવશે, તો જવાબ દેશે. (પછી બંને જણાંએ તેમ કરવા માંડ્યું.)

વરૂણદેવ—અરે! વળી તમે મને શા વાસ્તે સંતાપોછો? હજી તમારાં માણસો બાકી રહી ગયાં હોય તો ચાલો અપાવું.

વંશપાળ—મહારાજ, અમે તો કાયર કાયર થયાં; અને અમારૂં ઘર તો ગંધાઈ ઊઠ્યું છે.

વરૂણદેવ—એકજ દહાડામાં એમ શું કાયર થયાં?

ભોળી—એક દહાડો તો અમારે સો ભવ જેવો થઈ પડ્યો.

વરૂણદેવ—હવે યમરાજ તો તમારૂં એકે માણસ કદી પણ લઈ જનાર નથી.

વંશપાળ—ત્યારે મહારાજ તમે લઈ જાઓ.

વરૂણદેવ—હુંજ મારા બધા પરિવારને (જળને) પાળવા સમર્થ નથી. માટે કેટલાકને સૂર્ય ખાઈ જાયછે, કેટલાકને અગ્નિ ખાઇ જાયછે, તેથી હું તેઓનો મોટો ઉપકાર માનુછું. નહિતો મારો બધો પરિવાર જીવતો રહેતો હોત, તો સમુદ્રમાં ક્યાં માઇ શકત? માટે મારા પરિવારને વાસ્તે પૂરી જગા નથી, તો તારાને લાવીને હું ક્યાં મુકું?

ભોળી—ત્યારે તમે લઈ જઇને યમરાજને ત્યાં પહોંચાડો.

વરૂણદેવ—તું સારી દેખાય છે? એવું મજુરીનું કામ કરવાનું મને બતાવેછે? મેં શો ગુનો કર્યો છે?

વંશપાળ—અમને બંને જણને યમરાજ પાસે લઈ જાઓ, એટલે અમે તેની આગળ કરગરીને કહીશું તેથી દયા આવશે, તો તે લઇ જશે.

વરૂણદેવ—ભાઈ, તારી સાથે મારી ફજેતી થશે, અને કહેશે કે, શું સમજીને માણસો પાછાં અપાવ્યાં, અને વળી શું સમજીને હવે આવું બોલે છે? કહેશે કે વરૂણદેવમાં પણ અક્કલ નહિ હોય કે શું? ચાલ ભાઇ ચાલ. ભોગ લાગ્યા તે તારી સોબત કરી. આજ પછી તારા જેવો કોઈ મૂર્ખ આવીને ગમે તેવો ઢોંગ કરે, તોપણ હું લગારે દયા લાવીને જવાબ દેનારજ નહિ.

વંશપાળ—(યમરાજની સભામાં પોકાર કરેછે) અરે ગરીબ નિવાજ, હું તો હેરાન હેરાન થયો. મારા ઉપર તમે દયા કરો.

યમરાજ—શું છે ભાઈ? હજી તારૂં માણસ બાકી રહ્યું હોય તો લઇ જા.

ભોળી—અરે મહારાજ, અમારે એમાંનું એકે માણસ જોઇતું નથી. અમારૂં ઘર તો ગંધાઈ ઊઠ્યું છે; અને અમે તો કાયર કાયર થયાં. અમારા ઉપર દયા કરો.

યમરાજ—તમે કહેતાં હતાં જે, લોકો કહેછે કે, "જમને દયા હોય નહિ;" માટે હું તો આ નોકરી છોડનાર છું. અને હું જાણુંછું કે પરમેશ્વર આ ખાતું પણ કાઢી નાખશે.

વંશપાળ—અરે મહારાજ, ત્યારે તો લોકો અકળાઇ જાય, અને મહા દુઃખ પામે. વળી જગતમાં માઇ પણ શકે નહિ. માટે પરમેશ્વરે જે કાયદો કર્યો છે, તે ઠીક છે.

યમરાજ—પણ જમને દયા હોય નહિ, એવું લોકો કહે છે. માટે હું તો આ નોકરી છોડી દઈશ.

વંશપાળ—અરે મહારાજ, એ તો જેને અનુભવ ન હોય, એવા અજ્ઞાની લોકો એવું બોલે છે; પણ જેઓને અનુભવ છે, તેઓ તો તમને ધર્મરાજ કહે છે.

યમરાજ—ધર્મરાજ શા વાસ્તે કહે છે?

વંશપાળ—વિવાહમાં જમવા રમવા તો ઘણા લોકો આવે, પણ સંકટની વખતે, કે સ્મશાનમાં તો ખરો વાલેશરી કે સગો હોય, તેજ આવે. તેમજ ગણપતિ, દુર્ગા, લક્ષ્મી, વગેરે સઊ વિવાહમાં કે દીવાળીમાં, જમવા રમવાને ટાણે આવેછે; પણ ખરેખરી વખતમાં દુઃખથી છોડાવનારા તો તમે છો. માટે તમે તો લોકોના ખરા વાલે-

શરી છો. અને ધર્મખાતે ઓષડ કરનાર વૈદ્ય કોઇ રોગીનું અંગ કાપે, તે દયાથીજ કાપે; પણ અણસમજુ હોય તે એવું સમજે છે કે, આ વૈદ્ય નિર્દય છે. એમજ ખરૂં જોતાં તમારી નોકરી સઉથી ઉત્તમ, અને દયા ભરેલી છે.

(પછી યમરાજે વૈકુંઠમાં જઇને પરમેશ્વર પાસે તે બધી વાત જાહેર કરી; અને એજ નોકરી કબુલ રાખી.)

પરમેશ્વર—હવે અજ્ઞાની લોકો કલ્પાંત કરે, કે તમને ગાળો દે, તેથી તમારે દીલગીર થવું નહિ; અને એ વાણિયાનાં માણસોને પાછાં મંગાવી લ્યો.

યમરાજ—સારૂં મહારાજ, તેમ કરીશ. (પછી યમરાજે આવીને પેલાં બે જણાંને રજા આપી; અને તેનાં માણસોને મંગાવી લીધાં.

## દોહરો.

જે જે કીધું જગદિશે, જન સુખ સારૂ જાણ;
અણસમજે અકળાઇને, ઉરમાં રોષ ન આણ. ૧
સવળ વિચારી સમજિયે, તે પ્રભુકૃત્ય તમામ;
રાજી રહિયે રાત દિન, દિલમાં દલપતરામ. ૨
અઢારસે ને બાસઠયો, માર્ચ માસમાં આમ,
નિજ મન કલ્પિત આ કથા, રચિછે દલપતરામ. ૩

## મનહર છંદ.

અરે અપરાધી, ખાધી ખોટ તેં ઉપાધિ સાધી,
ઠગવા લોકોને કામ કીધું જે ઠગાઇનું;

જરૂર આ વાત તારા જીવમાં તું જાણી લેજે.
કહે દલપત ફળ દેખીશ કમાઇનું;
છુપાવી છુપાવી છળ કપટથી કીધું છેક,
લંપટ તેં કામ લાંચ, ચોરી, નેં લુચ્ચાઇનું;
નથી મળ્યો નર પૂછનાર નર લોકમાં તો,
પરલોકમાં તો નથી રાજ પોપાંબાઇનું. ૧

એ વાત સુરચંદે કહી, તે સાંભળીને પેલી બાઇના મનમાંથી દીલગીરી ઘટી ગઈ; અને ક્રૂરચંદ તથા સુરચંદ આગળ ચાલ્યા. ત્યાં એક ઠેકાણે છોકરા ભમરડે રમતા હતા, તે જોઇને ક્રૂરચંદે સુરચંદને પૂછ્યું કે, આ ભમરડે રમવાની રીત બાળકોએ શોધી કહાડી નહિ હોય, પણ મોટાઓએ એ રમત બાળકોને શીખવેલી હશે. ભમરડે રમતાં વખત નકામો જાયછે, તથા કોઈ સમે ભમરડો વાગ્યાથી લોહી નીકળે છે, ત્યારે શા વાસ્તે બાળકોને એવી લતે ચડાવ્યા હશે?

સુરચંદ—ભાઇ, બાળકનું તન અને મન કેળવવા સારૂ જુના લોકોએ ચલાવેલી કેટલીએક રીત ચાલેછે તે છેક નિરૂપયોગી નથી. તે વિષે સાંભળ.

# बाळकना अभ्यासनी चालती रीत विषे. १

ગુજરાતમાં બાળકને ભાષાનું જ્ઞાન, તથા વિચારશક્તિ ઊઘડ-વા વાસ્તે જુના વિદ્વાનોએ કેટલીએક યુક્તિઓ ચલાવેલી દેખાય છે. તે યુક્તિઓ જેટલામાં ગુજરાતી ભાષા બોલાયછે, તેટલા આખા ગુ-જરાત દેશમાં ફેલાએલી છે; પણ તે હાલ સાધારણ રમત જેવી લા-ગે છે. જો તે વિષે વિચાર કરીએ, તો માલુમ પડે, કે એ યુક્તિઓ ડાહ્યાં માણસોએ વિચારીને ગોઠવેલી છે. એ યુક્તિઓથી બાળકને માબાપ, બોલતાં, સ્મરણ રાખતાં, અને મનમાં વિચાર કરતાં શી-ખવે છે. આખી દુનિયામાં એવાજ ઘાટની જુદી જુદી યુક્તિઓ હોય છે.

બાળક ચાર પાંચ મહિનાનું હોય, ત્યારે તેને પદાર્થ સામી ત-થા માણસ સામી નજર માડતાં શીખવે છે. તે ઘૂઘરો બજાવીને, તથા ઘોડીએ લટકતું લાકડાનું ઝુમર, ટાચકા, વગેરે બજાવીને નજર-મંડાવે છે; તથા કાંઇ વસ્તુ હાથમાં પકડતાં શીખવે છે. એવા પદા-ર્થોથી તે બાળકને રમત થાય છે, અને અભ્યાસ પણ થાય છે. વળી માણસ સામી નજર માડતાં શીખવે છે, ત્યારે તે બાળકની નજર સામી પોતાની નજર રાખીને, "ઝા, ઝા," ઇત્યાદિ શબ્દો બોલીને તેને હસાવેછે; તથા આંગળી વડે ચંદ્ર બતાવીને, તે સામી નજર ઠરાવવા શીખવે છે.

પછી જ્યારે નજર માડતાં શીખ્યું, એટલે એકએક અથવા બેબે અક્ષરના જરૂરના ઉપયોગી શબ્દો તેને શીખવેછે. તે એવા કે

પાણીને બદલે 'બૂ' શીખવે છે. મા, બા, જી, તાતા, મામા, બાપા, કાકા, ઈત્યાદિ શબ્દો શીખવે છે. એટલું શીખ્યા પછી ટુંકા ટુંકા વાક્યો મિઠાશ ભરેલાં તથા તેને રમુજ થાય એવાં શીખવેછે, તે એવાં કે—

"પાગલોપારે, પાગલોપા, મામાને ઘેર જમવા જા,"

"મામો પીરસે દહિંને દૂધ, મામી પીરસે ખાટી છાસ,"

"મામાનું ઘર કેટલે, દીવો બળે એટલે."

એ વાક્યો બોલીને પગલાં માડતાં પણ શીખવે છે. વળી અર્થ મળતો આવે નહિ, પણ મિઠાશ ભરેલાં વાક્યો બોલીને તેના તાળ પ્રમાણે બરાબર બોલતાં શીખવવા સારૂ તાળનો અક્ષર બોલતાંજ આંગળીનો ટકોરો મારતાં શીખવે છે; તેથી તેને હાથની ચાળવણી પણ આવડે છે. તે શીખવતાં બોલે છે કે "અડકણ દડકણ, દહિંનાં ટાંકાં; દહિં દડૂકે, પીલૂ પાકે." "શરવણ બેઠા, દેરા પૂજે; ભીલ મૂલ, કાતળિયો ખજૂર" "સાકર શેલડી સિંદૂર,"

ઘણું કરીને આવી બાબતો, બાળક બાળકને રમત કરતાં શીખવે છે. પછી જ્યારે બોલતાં આવડ્યું એટલે સ્મરણશક્તિ વધારવા સારૂ ટુંકી ટુંકી કહાણીઓ શીખવેછે. તેમાં ચાંદા સૂર્યની વાતછે, તે સઉથી પહેલો પાઠ ગણાયછે. એ વાતમાં વાક્યોની ગોઠવણી એવી રીતે કરીછે, કે પહેલા વાક્યનો શબ્દ બીજા વાક્યમાં, અને બીજાનો ત્રીજામાં, એ રીતે સઘળાં વાક્યો સાંકળેલાં છે. કારણકે, આ વાક્ય પછી કિયું વાક્ય છે, તે બાળકને સહેલી રીતે યાદમાં રહી શકે. તે વાત નીચે લખ્યા પ્રમાણે છે;—

"ચાંદો સૂરજ લડી પડ્યા, લડતાં લડતાં કોડી જડી,"
"કોડી તો મેં ગાયને બાંધી, ગાયે મને દૂધ આપ્યું,"
"દૂધ તો મેં મોરને પાયું, મોરે મને પીંછી આપી,"
"પીંછી મેં પાદશાહને આપી, પાદશાહે મને ઘોડો આપ્યો,"
"ઘોડો મેં બાવળિયે બાંધ્યો, બાવળે મને શૂળ આપી,"
"શૂળ તો મેં ટીંએ ખોશી, ટીંએ મને માટી આપી,"
"માટી મેં કુંભારને આપી, કુંભારે મને ઘડો આપ્યો,"
"ઘડો મેં માળણને આપ્યો, માળણે મને ફૂલ આપ્યાં,"
"ફૂલ મેં મહાદેવને ચડાવ્યાં, મહાદેવે મને ભાઇ આપ્યો,"
"ભાઇ મેં ભોજાઇને આપ્યો, ભોજાઇએ મને લાડવો આપ્યો,"
"લાડવો મેંછી બેહેનને વાસ્તે રાખ્યો હતો, તે કાળિયો કૂતરો ખાઈ ગયો."

એમ કહીને હસેછે. એ કહાણી શીખવાથી તેમાં જેટલા શબ્દો છે, તે અર્થ સુદ્ધાં બાળકને યાદ રહેછે, અને રમત પણ થાયછે.

પછી "ચકલી લાવી ચોખાનો દાણો, અને ચકલો લાવ્યો મગનો દાણો" એ વાતનો બીજો પાઠ ગણાયછે. પછી સોનબાઇની વાર્ત્તા, અને કુશકીબાઇની વાર્ત્તા, ઇત્યાદિ ઘણી કહાણિયો બાળકોમાં ફેલાએલી છે.

વિચારશક્તિ ઊઘડવા સારૂ ચાર વાઘની, નવ કાંકરી ને બે વાઘની, તથા બત્રીશ કાંકરી ને બે વાઘની, વગેરે રમતો એક બીજી-થી ચડતી ચડતી છે.

ચાર વાઘની રમત.



નવ કાંકરી, ને બે વાઘની રમત.



બત્રીશ કાંકરી, ને બે વાઘની રમત.



વળી, હાથ પગ વળવા સારૂ મોઇડંડા, ભમરડી, ચકરડી, તથા ગેડી દડાની રમતો છે. તેથી નિશાન પાડવા પણ શીખાયછે. વળી, સામસામી મીર બાંધીને, ગબડી વગેરેની કેટલીએક રમતો રમાયછે, તેથી ઠરાવ પ્રમાણે ચાલવાની ટેવ પડેછે. એ સઘળી રમતો બાળકોએ કલ્પીને બનાવેલી નથી; પણ કોઇ ડાહ્યાં માણસોએ બનાવેલી છે, અને તે ઉપયોગી છે; પણ જો તે એકજ લતે વળગીને ઘણો કાળ વ્યર્થ કાઢે, તો ખોટી ટેવ કહેવાય.

જેમ ઓષડ ઘણું ઉપયોગી છે, પણ હદથી વધારે ખવાય તો અવગુણ કરેછે તેમ હરેક બાબત હદથી જાદે થાય, તે અવગુણકારી છે.

કવિતાનો અભ્યાસ પણ નહાનપણમાંથી શીખવવાની યુક્તિઓ અસલથી ચાલી આવેછે. તે એવી રીતે કે, જ્યારે બાળકો ભેળાં થઈને બેસેછે, ત્યારે એક બીજાને પ્રશ્ન ઉત્તર પુછેછે. તેમાં કેટલાએક અર્થાલંકારના પ્રશ્ન છે, અને કેટલાએક શબ્દાલંકારના પ્રશ્ન છે.

## અર્થાલંકારના પ્રશ્નોત્તર.

| પ્રશ્ન. | ઉત્તર. |
|---|---|
| ૧ એક કોટડીમાં બત્રીશ બાવા. | દાંત. |
| ૨ રણવગડામાં લોહીનાં ટીપાં. | ચણોઠિયો. |
| ૩ રણવગડામાં હોલા હીંચે. | નાળિયેર. |

## શબ્દાલંકારના પ્રશ્નોત્તર.

| પ્રશ્ન. | ઉત્તર. |
| --- | --- |
| ૧ બોબો હાથી પાઇ આપો. | કુવામાં પડયો ચોખો,<br>ને હાથી પાયો બોખો. |
| ૨ લંકાનો લોટ લાવી આપો. | રાતાં બગલાં રણે પળ્યાં,<br>પાણી દેખી પાછાં વળ્યાં;<br>એક બગલાનો ભાગ્યો હોઠ,<br>લાવ્યાં રે લંકાનો લોટ. |
| ૩ મીયાંનો હોકો ફોડી આપો. | એક કોઠામાં બત્રીશ કોઠા,<br>તેમાં રમે નહાના મોટા;<br>નહાને મોટે નાખી ગોળી,<br>ભાગી રે હરણાંની ટોળી;<br>હરણ ખાય હેરા ફેરા,<br>ભાગ્યારે દીલ્લીના દેરા;<br>દીલ્લી ઉપર આણ દાણ.<br>ભાગી રે લોઢાની માણ;<br>માણ ઉપર મોતી,<br>બીબી આવે રોતી;<br>બીબીના હાથમાં ધોકો,<br>ફોડ મીયાંનો હોકો. |

ઇત્યાદિ પ્રશ્નોત્તર, બાળકો પોતાની ખુશીથી શીખેછે; અને જે-ને આવડે નહિ તે દીલગીર થાયછે. પછી જઇને પોતાની માને કહે

છે કે, તું મને શીખવ, એટલે હું બીજા બાળકોને જીતું. જ્યારે બાળકો એકઠાં થઈને આવી રીતે રમતાં હોય, ત્યારે કેટલાંએક માણસો જાણેછે કે, આ અમસ્તી રમત કરેછે; પણ એમ નથી. જેમ નિશાળમાં અભ્યાસ કરેછે, તેમજ એ પણ અભ્યાસ કરેછે; અને તેથી બુદ્ધિ ઊઘડેછે, એમ જાણવું. જે બાળકને કાંઇ કહાણી, કે રમત આવડી નહિ, અને છોકરાં ભેળું રમવાને જવા દીધું નહિ, તે ઘણુંકરીને બોબડું બોલેછે, અને તેની વિચારશક્તિ ઊઘડતી નથી. માટે નહાનાં બાળકોને એકઠાં થઇને રમવા દેવાં. પણ તેઓ એક બીજાને ગાળો દેતાં, કે ખોટી રમતો રમવા શીખે નહિ, એવી તેઓના ઉપર સુરત રાખવી; અને તેઓને અદબ રાખતાં શિખવવું.

ફૂરચંદ—અદબ એટલે શું ?

સુરચંદ—અદબ એટલે મર્યાદા. તે વિષે કહું તે સાંભળ

# अदब विषे. १०

હરેક માણસની મર્યાદા રાખવી, તે અદબ કહેવાય છે. પોતાથી મોટું માણસ અથવા મોટા અધિકારવાળું માણસ હોય, તેને તેના અધિકાર પ્રમાણે માન આપવું, એટલે તે આવે ત્યારે સામાં ઊભા થઈને, સલામ કરીને તેનું સન્માન કરવું; માર્ગે ચાલતાં તેને રસ્તો આપવો; આંખ ચડાવીને તેના સામું બોલવું નહિ; તથા તેના દીલને ખોટું લાગે તેવું બોલવું નહિ. તે અદબ કહેવાય.

જે વધારે અદબવાળું માણસ હોય, તે વધારે લાયકીવાળું ગણાયછે. અને કેટલાંએક એવાં માણસ હોયછે કે, કોઇ શ્રીમંત ગાડીમાં બેસીને જતો હોય, તેને રસ્તો આપતાં આનાકાની કરેછે; અને જાણેછે કે, રસ્તા ઉપર મારો અને તેનો સરખો હક છે. માટે હું કોરાણે ખસીને તેને શા વાસ્તે રસ્તો આપું? અને તેને લાગતાં વચનો શા વાસ્તે ન કહું? મારે તેના બાપની શી ઓશિયાળ છે? એવું ધારેછે, તો તે ઉપરથી તેની હલકાઈ જણાઈ આવે છે. શ્રીમંતને પરમેશ્વરની ઈચ્છાથી મોટો અધિકાર મળેલોછે, માટે તેની અદબ તોડતાં પરમેશ્વરની મરજી કરતાં ઉલટું કર્યું કહેવાય. જેમ શ્રીમંતને માન આપવું, તેમજ વૃદ્ધ માણસને, સ્ત્રી જનને, અને વિદ્વાનને પણ અદબથી માન આપવું યોગ્ય છે.

નહાના બાળકને, અને ચાકરને પણ તુંકારાથી બોલાવીએ નહિ. તેને પણ માન દઈને બોલાવીએ, તેથી આપણું મોં શોભેછે; અને તુંકારો કરવાથી તેને તો કાંઈ વળગતું નથી; પણ આપણી શોભા

ઘટે છે. પુંઠ પછવાડે પણ કોઈની તુંકારે વાત કરવાની ટેવ રાખવી નહિ; અદબ છે તે માણસનું ભૂષણ છે. અદબથી મિત્રતા વધે છે; અને સઉ લોકો તેનું સારૂં ચહાય છે. અદબની પેટીમાં સુખનાં બીજ ભરેલાંછે.

કદાપિ, કોઈ મોટા માણસે આપણને હલકું વચન કહ્યું, તો તે સાંખી રહેવાથી આપણું માન ઘટશે નહિ; પણ તેના સામું લડવાથી માન ઘટશે. તેમજ કોઈ હલકા માણસે આપણને અયોગ્ય વચન કહ્યું, તોપણ સાંખી રહેવાથી આપણો ક્ષમા ગુણ આપણને ઘણી શોભા આપશે; અને જો તેના સામા થઈને આપણે પણ તેના જેવા હલકા બોલ બોલીએ, તો આપણે પણ તેની હારમાં હલકા ગણાઇએ; અને તેના મોઢાના વધારે હલકા બોલ સાંભળવા પડે.

જ્યારે આપણે આપણા અધિકારના કામ ઉપર હોઇએ, ત્યારે તો જેવા અધિકારવાળું માણસ આપણી પાસે આવે, તેના અધિકાર પ્રમાણે તેને માન આપીએ. પણ ખાનગી વખતે તો તેના અધિકાર કરતાં પણ જાસ્તી માન આપીએ. પોતાનાં બાળકને નહાનપણમાંથી અદબ રાખવાની ટેવ પાડીએ. કોઇ બોલાવે તો, જી કહીને હુંકારો દેતાં શીખવીએ. કોઇની વાત તુંકારે કરે, તો ઠપકો દઇએ.

તેમજ મહેતાજીઓએ નિશાળિયાઓને અદબ રાખતાં શીખવવી જોઈએ. કેમકે અદબવાળાં માણસને જોઇને, લોકો એવી અટકળ કરેછે કે, આ કોઇ ઉમદાં માબાપનુ ફરજંદ છે; અથવા કોઈની સારી સોબતથી કેળવાયેલું માણસ છે. સભામાં લાંબા પગ કરીને બેસવું નહિ. પગ ઉપર પગ ચડાવીને, કે ઢીંચણ બાંધીને બેસવું નહિ. ઊ-

ઘાટે માથે, અથવા અંગરખું પહેર્યાવિના સભામાં કે કોઈને ઘેર જવું નહિ.

મોટા લોકો બેઠા હોય, તેના થડમાં ખુરશી ખાલી દેખીને, તે ઉપર જઈને બેસવું નહિ. પોતાના અધિકાર પ્રમાણે બેસવું. પોતે ખુરશી ઉપર બેઠા હોઇએ, અને માન આપવા યોગ્ય બીજું કોઈ માણસ આવે, તો તે ખુરશી તેને બેસવા આપવી. કેમકે તમે બીજાને માન આપશો, તો તમને માન મળશે; અને તમે માનને ખેંચી તાણીને લેવા ચહાશો, તો માન તમારાથી વેગળું નાસી જશે. સભામાં મોટા લોકો વાતો કરતા હોય, તે વચ્ચે વગર પુછ્યે બોલ બોલ કરવું નહિ. મોટા સાથે વાદ વદવો નહિ;–

અદબનાં વાક્યો યાદ રાખવાં; અને બોલવા ચાલવામાં હમેશાં તેનો ઉપયોગ કરવો. તે વાક્યો નીચે પ્રમાણે.

"મેહેરબાન સાહેબ પધારો. આપ મારા મુરબી છો. સેવક સરખું કામકાજ ફરમાવવું. આપનો મેળાપ થવાથી આજ હું ઘણો સંતોષ પામ્યો. આ પાનબીડું આપ આરોગો. આ જળ પાન કરો. આપનાં પગલાં થવાથી આજ મારૂં ઘર પવિત્ર થયું."

કોઇની મારફતે કાંઈ મંગાવવું હોય, ત્યારે "મારે વાસ્તે ફલાણું મોકલજો" એમ લખવું નહિ; પણ અદબથી લખવું. ત્યારે આમ લખવું કે, "સેવક વાસ્તે એક ફલાણી ચીજ મોકલશો તો ઘણી મહેરબાની. તસદી માફ કરવી."

ઇસ્વી સન ૧૮૫૮ ની સાલમાં જ્યારે હું મુંબઈ ગયો હતો, ત્યારે બારોનેટ સાહેબ ખરશેદજી જમશેદજી જીજીભાઇએ પોતાના મકાનમાં બોલાવવા સારૂં મને એક પત્ર લખી મોકલ્યો હતો, તેમાં ઘણી લા-

યકી ભરેલા શબ્દો લખેલા, અને છેવટ સહી એવી રીતે કરેલી હતી કે–

"લી. સેવક ખરશેદજી જમશેદજીની સલામ."

એ પત્ર વાંચીને તે સાહેબની લાયકીનો ચમત્કાર મારા રોમ રોમમાં પસરી ગયો. કેમકે મારા જેવા તો તે સાહેબના સેવકોને ઘેર સેવકો છે; અને જે સાહેબને મહારાણીજી વિક્ટોરીઆની તરફથી મોટું માન મળેલું છે, તે સાહેબ, ઉપર લખ્યા પ્રમાણે નમ્રતા રાખી શકે છે, એ કાંઇ થોડી વાત નથી. તે સાહેબની સહીનો પત્ર યાદગીરીને વાસ્તે મારી ફાઇલમાં મેં સંગ્રહ કરી રાખ્યો છે; અને એવી લાયકીવાળા ગૃહસ્થો મુંબઇમાં ઘણા જોવામાં આવ્યા. તેમાં પારસી ગૃહસ્થોની લાયકી તો પરમ સીમા છે.

અરે મિત્ર આપણે પણ એવી લાયકી મેળવવા શીખવું જોઈએ; અને નહાની વયમાંથી પોતાની બરાબરીના છોકરાઓ સાથે બોલતાં ચાલતાં, અને અદબથી પત્ર લખતાં શીખવું, કે તેથી મોટી ઉમ્મરમાં અદબ તોડવાની ટેવ રહે નહિ.

જે માણસ સારા માણસની નિંદાના શબ્દો બોલે છે, તે તો પોતાનું નાક કાપીને, સામાને અપશુકન દેખાડતો હોય એવું છે. જેમકે એક ગૃહસ્થ કાંઇ સારા કામ વાસ્તે ઘણા હર્ષ સાથે ઘેરથી નીકળ્યો. તે પોતાને આંગણે ઊભો રહીને સારાં શુકન મળવાની વાટ જોતો હતો. ત્યારે તેના ઉપર ઇર્ષ્યા રાખનાર એક માણસ હતો, તેણે એવો વિચાર કર્યો કે, એને કોઈ રાંડીરાંડ, અથવા નાકકટું માણસ સામું મળે તો ઠીક; કેમકે તેથી તેને અપશુકન થાય, અને દીલગીરી ઊપજે. પછી પેલાને કોઈ સારા શુકન મળતાં હતાં, તે જોઈને ઇર્ષ્યા-

વાળો અકળાયો, નેં પોતાનું નાક કાપીને તે ગૃહસ્થના સામો જઈને તેને અપશુકન કર્યા. તેથી પેલાનું તો કાંઈ કામ બગડયું નહિ ,પણ ઈર્ષ્યાવાળો નાકકટો કહેવાયો. સૂર્યના સામી ધુળ નાખે, તે સૂર્યને લાગતી નથી; પણ નાખનારની આંખમાંજ પડે છે. તેમજ અદેખાઈથી નિંદા કરનારનું હલકાપણું દેખાયછે. સારા માણસના મોંમાં હલકા શબ્દો શોભતા નથી; અને કુતરાં ભસતાં હોય, તેના સામાં હલકા માણસનાં છોકરાં ભસેછે, પણ સારાં માણસો ભસતાં નથી.

એક શાહજાદો ચાલ્યો જતો હતો, ત્યાં રસ્તા વચ્ચે એક ગધાડો ઊભો હતો, તેને શાહજાદે કહ્યું કે, તમે કોરે ખસો. તે સાંભળીને બીજે માણસે પુછ્યું, કે તમે ગધાડાને કેમ માન આપો છો? તુંકારો કેમ કરતા નથી ? ત્યારે શાહજાદે કહ્યું કે, તુંકારે બોલવાથી મારી જુબાન બગડે; અને કોઇ વખતે મીજલશમાં પણ એવો શબ્દ બોલી જવાય. અને આ ગધાડાને તો કાંઇ માન કે અપમાનની ખબર નથી, પણ હલકો શબ્દ બોલવાથી મારી હલકાઇ જણાય. માટે નાદાન માણસના બોલનો ઉત્તર વાળે નહિ, અને ગંભીરતાથી સહન કરે તેની શોભા વધે છે.

મુંબઇના જામે જમશેદ પત્રમાં દરરોજ શેખ સાદીની એક કહેવત છપાય છે, તે ઉપલી વાતને લાગુ પડેછે.

બેત.

"કહેવું નહિ તારે જ્યાં સુધી, કે વચન ન હોયે સારો;
"ઉત્તર દેજે તેહને, જેને તું જાણે કે નથી નહારો. ૧

વળી એ દોહરા કહું તે સાંભળ.

પરમેશ્વર જ્ને પાધરો, શત્રૂથી શું થાય?
પથરા ફેંકે પાપિ તે, ફૂલ થઈ ફેલાય. ૧
પરનું બિગાડતાં પડે, જોખમ આપ જરૂર;
પ્રજાળતાં *શિવપુત્રને, પ્રજળ્યું લંકાપૂર. ૨

સુરચંદ કહેછે કે ભાઇ એઅદબી બોલનારા નિર્લજ્જ લોકોની સોબત કરવી નહિ, અને કેટલાએક સત્યવાદીનું ડોળ દેખાડતા હોય, પણ પોતે ઠગ સાચા જેવા હોયછે, એવાને તરત ઓળખી લેવા; અને પછી તેઓનો વિશ્વાસ ન કરવો.

કૂરચંદ—ઠગ સાચો કોણ હતો? તેની વાત મને કહો.

સુરચંદ—ઠગ સાચાની વાત સાંભળ, હું તને કહું.

---

*હનૂમાનને

# ठग साचा विषे. ११

દીલ્લીમાં એક બુઢ્ઢો કાયસ્થ હતો. તેની પાસે નાણું પુષ્કળ હતું. પણ તેને કાંઇ પ્રજા નહોતી; અને તેની સ્ત્રી મરી ગઈ, ત્યારે પ્રજા વાસ્તે તેણે વૃદ્ધાવસ્થામાં ફરીથી લગ્ન કર્યું. તે સ્ત્રીને એક દીકરો અવતર્યો. પછી તે બુઢ્ઢો કાયસ્થ ગુજરી ગયો. પછી તેની વિધવા સ્ત્રીએ ઘણુંએક નાણું ઉડાવી દીધું; અને ભરજુવાનીના તોરથી છેલી વારે એક મુગલને લઇને જતી રહી. તેનો છોકરો ત્રણ વર્ષની ઉમ્મરનો હતો, તેને ઘરમાં મુકીને ગઈ. પછી તેનાં સગાંવહાલાંએ તે છોકરાની સંભાળ રાખી, ને તેને મોટો કર્યો, અને નિશાળે ભણવા બેસાર્યો. તે દેશી ભાષા, ફારશી, તથા અરબી વગેરે ભણીને હુશિયાર થયો; પણ તે લોકોને ઠગવાની હુશિયારી ઘણી શીખ્યો.

એવામાં દર અઠવાડિયે દીલ્લીમાં એક "સત્યભાષક" નામની સભા ભરાતી હતી, તે સભાનો મેંબર (સભાસદ) થયો; અને પ્રતિજ્ઞા ઉપર સહી કરી કે, મારી ઉમ્મરમાં હું કદી જુઠું બોલીશ નહિ. પછી લોકોની આગળ જ્યાં ત્યાં કહેવા લાગ્યો, કે હું સત્યભાષક સભાનો મેંબર થયો છું, માટે હવે મારાથી કદી જુઠું બોલી શકાય નહિ. પછી તે કપટ ભરેલું સત્ય એવું બોલવા લાગ્યો, કે કોઈ અજાણ્યું માણસ હોય, તે તેનું જુઠાણું કળી શકે નહિ. પણ પૂરા સમજુ માણસો હોય તેઓના જાણવામાં આવે, કે આ જુઠું બોલેછે. તોપણ વાચાળપણાથી તકરાર કરીને પોતાનું બોલ્યું સાચું ઠરાવે; પણ છેવટ ઘણા લોકોને તેનો ભરૂંસો ઊઠી ગયો, અને લોકો તેને

"ઠગ સાચો" કહેવા લાગ્યા. ત્યારે તેણે કયાંઈ અજાણ્યા દેશમાં જવાનો ઠરાવ કર્યો, અને પોતાના સ્વભાવને મળતો એક પોતાનો મિત્ર હતો, તેને તેણે વાત કહી, કે જો તું મારી સાથે આવે, તો આપણે અજાણ્યા દેશમાં જઈને, એટલું તો કમાઇએ કે કોઇ શેહેરનું રાજ્ય સંપાદન કરીએ.

પછી તેને મિત્રે એ વાત કબુલ કરી; અને બંને જણા મારવાડ તરફ ભોળા લોકોના એક શેહેરમાં ગયા. ત્યાં ઠગ સાચાએ સાહુકારનો વેષ રાખ્યો અને તેના મિત્રે બ્રાહ્મણનો વેષ રાખ્યો.

શેહેરમાં બંને જણા જુદે જુદે દરવાજે પેઠા, અને જુદે જુદે ઠેકાણે ઊતારો કર્યો. ત્યાં કોઈ માણસ ઠગ સાચાને પુછે, કે તમારે માબાપ છે? ત્યારે જવાબ દે, કે બાપ મરી ગયો છે, અને મા મુગલને લઇને જતી રહી. લોકો પુછે, કે આવી બેશરમની વાત જાહેર કરવાનું તમારે શું કારણ છે? ત્યારે જવાબ દે, કે સત્યભાષક સભાનો હું મેંબર છું, માટે કદી જુઠું બોલતો નથી, અને સાચે સાચું મારે કહેવું પડેછે. તે સાંભળીને ભોળા લોકોએ જાણ્યું કે, આવી છેક છાની રાખવા જેવી વાતમાં પણ જુઠું બોલતો નથી; માટે આ ખરેખરો સાચાબોલો છે. એવું જાણીને ઘણા લોકો તેનો ભરૂંસો રાખવા લાગ્યા; અને કેટલાએક છોકરાઓએ માબાપથી છાની મુડી કરેલી, તે ઠગ સાચાને ત્યાં મુકી આવ્યા. તેમાં પૈસો કે પાઈ ગણતાં વધારે આવે, તો ઠગ સાચો પોતાની સાખ વધારવા સારૂ પેલા છોકરાને પાછી આપે.

કોઇ વખતે તો પોતાની ગાંઠના બે ચાર પૈસા આપીને કહે કે

આટલા તમે વધતા આપી ગયા છો, માટે તમારા પાછા લ્યો. પણ પછી છેલી વારે બધા રૂપૈયા ગળત કર્યા.

વળી એક સાહુકારને પોતાના નહાના ભાઈ સાથે મઝિયારો વેહેંચતાં તકરાર પડી; અને તેના ભાઇએ સરકારમાં એવો દાવો કર્યો, કે અમારા મઝિયારા ખાતાના વીશ લાખ રૂપૈયા મોટા ભાઇ પાસે છે, તેમાંથી દશ લાખ મારા ભાગના અપાવો. તે વાતની ખબર પડ્યાથી મોટે ભાઈએ દશ લાખ રૂપૈયા છાની રીતે જઇને ઠગ સાચાને ઘેર મુક્યા, અને સરકારમાં પ્રતિજ્ઞા ઉપર જુબાની આપી, કે મારી પાસે ફક્ત દશ લાખ રૂપૈયા છે, તેમાંથી પાંચ લાખ રૂપૈયા તેને આપું.

સરકારે તેના ઘરનો ઝાડો લીધો, ત્યારે દશ લાખ રૂપૈયા નીકળ્યા. તેમાંથી પાંચ લાખ રૂપૈયા તેના ભાઇને અપાવ્યા. પછી રાતની વખતે ઠગ સાચાનો મિત્ર પેલો બ્રાહ્મણ, ઠગ સાચાને ઘેર ગયો. ત્યારે ઠગ સાચે કહ્યું, કે આ પેટીમાં એક સાહુકારના રૂપૈયા છે, તે તું લઈ જઇશ નહિ.

પછી તે મિત્ર તેની મતલબ સમજી રહેલો, તેથી પેટી તોડીને રૂપૈયા લઇ ગયો. બીજે દહાડે પેલે સાહુકારે આવીને પૂછ્યું, કે આ પેટીમાંથી રૂપૈયા ક્યાં ગયા? ઠગ સાચે જવાબ દીધો કે, રાતે એક ચોર આવ્યો હતો, તે લઇ ગયો. તેને મેં કહ્યું કે તું લઇશ. નહિ, તોપણ તે વાત તેણે માની નહિ. આ વાત સાચે સાચી કહુંછું. જુઠું કદી હું બોલતો નથી. પછી તે બીચારાને જેમ "ચોરની મા કોઠીમાં પેશીને રૂએ" એમ થયું; અને ઠગ સાચો એવી મોટી રકમ મેળવવામાં ફાવ્યો. તેથી તેણે તે શેહેરના રાજાનું રાજ્ય ઠગી લેવા-

માં હિંમત ધાલી. તે શી રીતે લેવું? તેના ઘણા વિચાર કરતો હતો, એવામાં નદી કાંઠે ફરવા જતાં રસ્તામાંથી એક નહાનો વાટવો તેને જડયો. તે લઇને જોયો, તો તેમાં સાત રૂપૈયા રોકડા હતા. ઠગ સાચે ધાર્યું કે હવે આ વાટવામાંથી જરૂર રાજ્ય પેદા કરીશ.

પછી ઘેર જઇને એક રિપોર્ટ સાથે તે વાટવો રાજાના હજુરમાં મોકલ્યો. તેમાં લખ્યું, કે આ વાટવો મને રસ્તા ઉપર ફલાણે ઠેકાણેથી જડયો છે, તેના સુર્યદેવ સાક્ષી છે; અને મારે હરામનો માલ ખપતો નથી, માટે શેહેરમાં ઢંઢેરો પીટાવીને, વાટવો જેનો હોય, તેને આપવો જોઈએ. પછી રાજાએ ઢંઢેરો પીટાવ્યો. તેથી તેનો ધણી હાજર થયો; અને વાટવાની બધી નિશાની કહી આપીને પોતાનો છે, એવું સાબીત કર્યું, ત્યારે રાજાએ રૂપૈયા સુધાં વાટવો તેને સોંપ્યો. તે ધણીએ તેમાંથી ત્રણ રૂપૈયા ખુશી થઇને રજુ કર્યા; અને કહ્યું કે જેને આ વાટવો જડયો હોય, તેને ઇનામના આપો.

તે ત્રણ રૂપૈયા ઠગ સાચાને ઇનામનાં આપવા માંડ્યા, ત્યારે તેણે કહ્યું, કે મફતના પારકા રૂપૈયા હું કદી લેનાર નથી. તેથી રાજાએ જાણ્યું કે આ માણુસ ઘણું પ્રમાણિક જણાયછે. આવો પ્રમાણિક કોઇ દીઠો નથી. તેથી તેને ખજાના ઉપર નોકર રાખ્યો, અને તેના ઉપર ઘણી પ્રીતિ રાખવા માંડી.

ઠગ સાચો મીઠી મીઠી વાતથી રાજાનું મન હરી લેતો હતો; અને પોતાનું પ્રમાણિકપણું બહુ જણાવતો હતો. એક સમે રાજાએ એક હજાર મણ જારની ખાણુ ભરવા માંડી, તે કામ ઠગ સાચાને સોંપ્યુ; ત્યારે ઠગ સાચે કહ્યું કે સાહેબ, અરધી જાર મારી ખાનગી

ખાતાની તે ખાણમાં નાખવાની રજા આપો. પછી રાજાએ રજા આપી, એટલે મજુરો દેખતાં ઠગ સાચે જારના એક દાણાનાં બે ફુ-ડશિયાં કર્યાં, ને મજુરોને કહ્યું કે જુઓ આ મારી અરધી જાર ખાણમાં નાખું છું. પછી તે મજુરને સાક્ષી રાખીને રાજાને કહ્યું, કે આના દેખતાં મેં મારી અરધી જાર ખાણમાં નાખી છે. તેનો મર્મ બિચારા ભોળા મજુરો સમજ્યા નહિ; અને તેના અમલના તાપથી ખુલાસો કરી શક્યા નહિ. પછી ઠગ સાચે રાજા પાસે અરધી જારની ચીઠી લખાવી લીધી; અને તે બજારમાં વેચીને નાણાં લીધાં. મિત્રે એકાંતમાં હસતાં હસતાં કહ્યું, કે આ દગો કરવાથી તમે ઈશ્વરના ગુનેહગાર ખરા કે નહિ? ત્યારે ઠગ સાચે કહ્યું કે એમાં શેના ગુને-હગાર? આપણે કાંઈ જુઠું બોલ્યા નથી. આપણે તો અરધી જાર ખાણમાં નાખી હતી તે કહી; પણ રાજાએ સમજ્યા વિના અરધી ખાણ લખી આપી, તે તો તેની ચુક છે. તેમાં આપણે શું?

વળી એક સમે તેણે રાજાને કહ્યું, કે મને રાજગાદી ભોગ-વવાની ઘણી તૃષ્ણા રહી ગઇ. ફકત એક વર્ષ સુધી, કે એક માસ, કે એક દિવસ, અથવા એક ઘડી સૂધી પણ હું સંપૂર્ણ અખત્યા-રથી રાજગાદી ભોગવું, ત્યારેજ મારી તૃષ્ણા મટે. છેલી વારે કહ્યું કે " લીંબુ ઉછાળરાજ્ય " એટલે લીંબુ ઉછાળીએ તે પાછું ભોંઈ પડે, એટલી વાર સુધી પણ રાજગાદી ભોગવવાનું મારા નશીબમાં હોત તો ઘણું સારૂં.

પછી રાજાને તેના ઉપર દયા આવી; અને કહ્યું, કે " લીંબુ ઉછાળરાજ્ય " હું તને બખશીશ આપુંછું. પછી ઠગ સાચે તે બાખ-

તનો દસ્તાવેજ સહી સિક્કા સુધાં કરાવી લીધો. રાજાએ કહ્યું કે તારી મરજીમાં આવે, તે દિવસે એટલી વારનું રાજ્ય તું માગી લેજે. ઠગ સાચે કહ્યું કે સારૂં મુહૂર્ત જોઇને માગી લઇશ. પછી તેણે પેલા પોતાના મિત્ર બ્રાહ્મણને બોલાવીને બધી વાત સમજાવી; અને એક દસ્તાવેજ લખીને તેને આપી મુકયો; અને કહ્યું કે હું રાજગાદીએ બેસું ત્યારે તું મને આશીર્વાદ દઇને આ લેખ રજુ કરજે. પછી મુહૂર્ત જોઇને ઠગ સાચે રાજાને કહ્યું, કે ફલાણે દિવસે પહોર દહાડો ચડતાં મને રાજગાદીનો માલેક કરવો જોઇએ.

પછી રાજાએ પોતાના સર્વે કારભારીઓને આ વાત જાહેર કરી. ત્યારે કેટલાએક કારભારીઓએ કહ્યું, કે સાહેબ, આ વાત ઘણી અયોગ્ય છે. તોપણ રાજાએ કહ્યું કે હું જે બોલ્યો, તે કદી ફરનાર નથી.

પછી ઠરાવેલી વખતથી અગાઉ, સર્વે કારભારીઓને ગાદી આગળ હાજર રાખ્યા, અને તમામ દફતરો હાજર રાખ્યાં; અને ઠગ સાચાને રાજગાદી ઉપર બેસારીને લીંબુ ઊછાળ્યું, એટલે પેલે બ્રાહ્મણે તેને આશીર્વાદ દઇને, પેલો દસ્તાવેજ રજુ કર્યો. ઠગ સાચે તે ઉપર સહી કરી; અને લીંબુ હેઠું પડયું, કે તરત રાજગાદીએથી હેઠો ઊતર્યો.

દસ્તાવેજમાં લખ્યું હતું કે, મેં તને આ રાજગાદી હમેશાં ભોગવવા કૃષ્ણાર્પણ આપી છે. પછી ઠગ સાચે રાજાને કહ્યું કે સાહેબ, આ રાજગાદી ઉપર થઈ ગયેલા રાજાઓમાંથી કોઇએ પચાશ વર્ષ, કોઇએ પચીશ વર્ષ, અને કોઈએ પાંચ મહિના અખત્યાર ભોગવ્યો હશે. પણ તેઓમાંના હરકોઇએ કરી આપેલા દસ્તાવેજો તમારે પાળવા પડેછે. તેજ રીતે રાજગાદીના માલેકપણાથી મેં જે દ-

સ્તાવેજ કરી આપ્યો, તે તમારે પાળવો પડશે.

ઈનસાફની રીતથી રાજા બંધાઈ ગયો, તેથી કશું બોલી શક્યો નહિ; અને ઠગ સાચે પેલા બ્રાહ્મણને કહ્યું, કે તું ગાદી ઉપર બેસ. પછી તે ગાદી ઉપર બેઠો અને ચાર ઘડીમાં તો તેણે ખજાનામાંથી વીશ લાખ રૂપૈયા દાન પુન્ય વાસ્તે, તથા સરદારોને, અને કારભારીઓને ઈનામમાં વહેંચી દીધા. કેટલાએક સમજુ કારભારીઓએ તેમાંનું કશું લીધું નહિ; અને નોકરી ઉપરથી હાથ ઉઠાવાનું કહીને ચાલ્યા ગયા. અને રાજા, તથા તેનું કુટુંબ, અને સમજુ પ્રજાનાં મન ઘણાં ગભરાટમાં પડ્યા. અને કોઇને કશો ઉપાય સુજ્યો નહિ. સઉ છેક નિરાશ થઈ બેઠાં.

ઠગ સાચો હિંમતથી બોલવા લાગ્યો, કે રાજમહેલ ખાલી કરીને તેને સ્વાધીન કરવો પડશે. પછી મિ. વાસુદેવજી જેવો એક વકીલ ઘણો હુશિયાર હતો, તેણે રાજાને તથા પ્રધાન વગેરેને, એકાંતે બોલાવીને કહ્યું, કે ઇનસાફની રીતે હું તમારૂં રાજ્ય પાછું અપાવું. એવો નકી દીલાસો આપીને, પાછા કચેરીમાં આવ્યા; અને ઠગ સાચે બ્રાહ્મણને લખી આપેલો દસ્તાવેજ વકીલે વાંચવા લીધો. તેમાં લખ્યું હતું કે, "હું તને રાજગાદી હમેશાં વાસ્તે કૃષ્ણાર્પણ આપુછું."

વકીલે તે બ્રાહ્મણને કહ્યું, કે મહારાજ, તું ફકત રાજગાદીનો માલેક છે. માટે આ તારી ગાદી માથે ઉપાડીને લઈ જા અને તે ગાદીનો હમેશાં ભોગવટો કરજે. એમ કહીને તે ઠગ સાચાના મિત્રને હાથે ઝાલીને ઉભો કર્યો, અને ગાદી લઈને તેના માથા ઉપર મુકી. તે ગાદી લઈને પેલે જવા માડયું, ત્યારે વકીલે કહ્યું, કે ખજાનાનું નાણું ખ-

રચવાનો અખતિયાર તને કોણે આપ્યો હતો? હવે તે નાણાંનો જવાબ દઈને જા. પછી તેને કેદ કર્યો.

કૂરચંદ—ભાઈ તમારી વાતો સાંભળીને, મારૂં મન ધરાઈ જતું નથી; અને વધારે સાંભળવાની મને આતુરતા થાય છે. માટે હવે મને એટલું કહો કે, હાલમાં કિયા કિયા નઠારા જુના ચાલ ભગ્યા, અને કિયા નઠારા ચાલ હજી સુધી આપણા દેશમાં ચાલે છે?

સુરચંદ—સાંભળ, તે વાત કહું.



# जुना तथा हालना नठारा चाल विषे. १२

**ગયાં થોડાં વર્ષ ઉપરનાં જંગલી ચાલ નીચે મુજબ.**

૧. રાજાના ઘરનેજ મેડી હતી, પણ રઈયતના ઘરમાં મેડી ચણવા દેતા નહિ. કદાપિ મેડી કરે તો તેની બારીઓ તે ઘરની પડશાળમાં મુકે, કે જેથી તે ઘરને મેડી છે, એવું બહારથી જણાય નહિ.

૨. રાજાઓ ધાડ પાડીને, પોતાનાં તથા પારકાં ગામ લૂટતા હતા.

૩. નબળી દશામાં લોકો છોકરાંને વેચતા હતા; તથા કેટલાક લોકો છોકરાં ચોરી જઇને પર જીલ્લામાં વેચી દેતા હતા.

૪. પરણવાનું ખર્ચ ઘણું થાય, માટે રજપુતો દીકરીઓને મારી નાખતા હતા.

૫. ગૌશીતળા કાઢનારને દેખીને લોકો છોકરાંને સંતાડતા હતા અને ત્રાસ પામતા હતા.

૬. ગુનેહગારને ધીકતા ગોળા ઝલાવતા હતા. એ વાતમાં ઘણી ઠગાઈ હતી, તોપણ ઘણાં વર્ષો સુધી તે ઠગાઈ કોઇના જાણવામાં આવી નહિ.

૭. કેટલાએક રાજાનાં મડદાં સાથે હજામ, ખવાસ, વગેરેને જબરદસ્તીથી જીવતા બાળતા હતા.

૮. કેટલીએક બાઇડીઓ ધણીનાં મડદાંસાથે બળી મરતી હતી. તેમાં કેટલીએક તો વ્યભિચારિણીઓ હતી.

૯. કાનામાત્ર વિના બોડિયા અક્ષરોથી ખતપત્ર લખાતાં હતાં.

ઇત્યાદિ ઘણા જંગલી ચાલ બંધ પડયા; અને હજી કોઇ કોઇ

ઠેકાણે તેમાંનો કોઈ એક ચાલ દેખાય છે, પણ તે થોડી મુદતમાં બંધ પડી જશે.

## હાલના જંગલી ચાલ.

૧. સો વર્ષે પછી લોકો હસીને વાતો કરશે, કે ખાળનાં પાણી જવાની નીકને ઠેકાણે અને શેરીમાં રસ્તા વચ્ચે, પત્રાળી માંડીને આપણા લોકો જમતા હતા, એવો નઠારો ચાલ હતો.

૨. સાત વર્ષનાં અજ્ઞાની બાળકને પરણાવતા હતા.

૩. ઘરબાર વેચીને પણ નાતવરા કરવાનો ચાલ હતો.

૪. પુરૂષ બે ત્રણ વાર પરણતા; અને છોડી નહાની ઉમ્મરમાં રાંડે, તોપણ તેને આખી ઉમ્મર રંડાપો ગાળવો પડતો હતો.

૫. વગર ભણેલા રાજા અમલદારી કરતા હતા.

૬. ભૂતની અને જાદુની વાતો સાચી માનતા હતા.

૭. દેવની માનતા કરવાથી દીકરા આવે, એવું લોકો માનતા હતા.

૮. ગૃહસ્થોની સ્ત્રીઓ પણ વગરભણેલીઓ હતી.

૯. કીમિયાની વાતો સાચી માનતા હતા.

૧૦. ઘરમાં કચરો અને આંગણામાં કાદવ થતો હતો.

૧૧. વ્યસની, દરીદ્રી, દુરાચારી, અને મૂર્ખ હોય, તોપણ તે કુળવાન ગણાતા હતા.

૧૨. દીકરીને પરણાવીને માબાપ પૈસા લેતાં હતાં.

૧૩. ઠાકોર ખાટલા ઉપર બેઠા હોય, તો ચાકર લોકો ઊંધા ખાટલા નાખીને સૂતા હતા; કેમકે ઠાકોરની બરાબર ઊંચે આસને બીજા કોઇથી સૂવાતું નહિ.

ઇત્યાદિ બાબતો સંભારીને એ વખતના લોકો કહેશે, કે ૧૦૦ વર્ષ ઉપર ઘણા ભોળા લોકો હશે; અને તેઓ કાંઈ વિચાર કરતા નહિ હોય કે શું ?

ફુરચંદ—ભાઇ, દેશનો સુધારો રાજાઓથી થઇ શકે, માટે આપણા દેશમાં અસલ કેવા રાજા હતા ? અને હાલમાં કેવા છે ? તથા તેઓને કેમ સુધરવું જોઈએ ? તે વિષે થોડું કહો.

સુરચંદ—સાંભળ, તે વાત કહું.



# देशी राजाओ विषे. १३

અસલના દેશી રાજાઓ "ધનુર્વિધા" એટલે યુદ્ધ કરવા વગેરેની વિધા અથવા "કવાયદ" પોતે શીખતા હતા. પોતાની અક્કલથી ઇન્સાફ કરતા હતા. વિદ્વાનોની પરીક્ષા લઈ શકતા હતા. ઝાઝો પારકો ભરૂસો રાખતા નહિ. માટે વેષ બદલીને, રાતની વખતે નગર ચર્ચા જોવા નીકળતા હતા. દેશમાં કે પરદેશમાં નામાંકિત વિદ્વાન હોય, તેને તેડાવીને હમેશાં પોતાની હજુરમાં રાખવા ચહાતા હતા; અને નવાં નવાં પુસ્તકો રચાવીને વિધાનો ફેલાવ કરતા હતા.

અને હાલના રાજાઓ નહાનપણુમાંથીજ વિધા શીખવાને બદલે હોકો અને કસુંબો પીવા શીખે છે; અને તેઓનાં રાજ્ય કારભારીઓની કે રાણીઓની અક્કલથી ચાલેછે. વિદ્વાનોની પરીક્ષા જાણી શકતા નથી; અને વિદ્વાનોની ગરજ પણ રાખતા નથી. કેટલાએક રામજણીઓ રાખવાનો શોખ વધારે રાખેછે. રાજાઓને કાન હોય છે, પણ સાન હોતી નથી. વળી કેદીની પઠે ઘરમાં બેસી રહે છે. પણ દેશાંતરમાં કે પોતાના પ્રગણામાં દરવર્ષે ફરવા જતા નથી. કાળા અક્ષરને કુટી મારેછે; તેથી વર્તમાનપત્રો કે ચોપાનિયાં વાંચી શકતા નથી. રાત અને દહાડો ઊંઘમાં ગુમાવે છે.

હવે સાહેબ લોકોની ઉસકેરણીથી કેટલાએક રાજકુંવરો ગુજરાતી તથા અંગ્રેજીનો અભ્યાસ કરેછે. જો તે અભ્યાસ છોડી દેશે નહિ, તો આશા છે કે કોઈ સમે આપણા દેશનો દહાડો વળશે; અને કેટલેક ઠેકાણે કારભારીઓ વિધાના શોખ વાળા છે, તેમની સલાહથી ત્યાં વિધાનો વધારો અને સુધારો થાયછે.

દેશી રાજાઓને સારા માણસોની સોબત હોય તો તેઓ સુધરે. કહ્યુંછે કે;—

### દોહરો.

લાયક જેવા લોકથી, પૂરણ બાંધી પ્રીત,
મહિપતિએ મળવું સદા, રાખી રૂડી રીત. ૧

દેશી રાજાઓએ સજ્જન માણસોનો મેળાપ કરવો જોઈએ. કોઇ વિદ્વાન કે આબરૂદાર માણસ પોતાના સંસ્થાનમાં આવે, ત્યારે યથાયોગ્ય તેની મુલાકાત લેવી, અને સારી સારી બાબતો વિષે વાતચીત કરવાનો અભ્યાસ રાખવો. કેટલાક ભોળા રાજાઓ સાહેબ લોકોની મુલાકાત કરતી વેળાએ મૂર્ખાઈ ભરેલા પ્રશ્ન પુછેછે, તે એવા કે

૧. કંપની એટલે શું કોઈ બાઇડી હશે ?

૨. વિલાયતમાં બ્રાહ્મણ, વાણિઆ, અને રજપુતની જાતિના સાહેબ લોકો હશે ?

૩. મડમસાહેબ ચૂડો કેમ નહિ પહેરતાં હોય ?

૪. વિલાયતના લોકો શું ખાતા હશે ?

૫. કામરૂદેશ અને એકટંગીઆં માણસોના દેશથી વિલાયત કેટલાં ગાઉ હશે ?

એવા એવા પ્રશ્નો પુછવાથી પુછનારની મૂર્ખાઇ જણાયછે. માટે સાહેબ લોકોને કેવા કેવા પ્રશ્નો પુછવા જોઈએ, તેની યાદી વિચારી વિચારીને પોતાની યાદ બુકમાં લખી રાખવી જોઇએ, તે એવી કે;—

૧. વિલાયતમાં કિયાં કિયાં બંદર પ્રખ્યાત છે ?

૨. કિયા કિયા વિદ્વાન તથા કારખાનાં પ્રખ્યાત છે ?

૩. હાલમાં કાંઈ નવીન હુન્નર કળાનો શોધ થયો છે ?

૪. વિલાયતમાં કિયાં કિતાબખાનાં પ્રખ્યાત છે ?

૫. ત્યાં કિયા કિયા નામાંકિત પુરૂષો થઈ ગયા, તથા હાલછે ?

એવી એવી વાત્તો પુછવી, અને તેનો જવાબ આપે તે લખી રાખવો. સાહેબ લોકો ઘણુંકરીને હિંદુસ્તાની ભાષા બોલેછે. પછી કેટલાએક રાજાને તે ભાષા બોલતાં આવડતી નથી, ત્યારે તેની સાથે વાતચીત કરી શકતા નથી. માટે સર્વે રાજાઓએ એવો ઠરાવ રાખવો જોઇએ, કે જેટલા પોતાના મુસલમાન નોકરો હોય તેઓની સાથે હમેશાં મુસલમાની ભાષામાંજ બોલવું, અને ગુજરાતી નોકરો સાથે ગુજરાતીમાં બોલવું; તો તે બંને ભાષાઓ બોલવાનો મહાવરો રહેશે. વળી બની શકે તો એજ રીતે મરાઠી ભાષાનો પણ મહાવરો રાખવો. કેટલાએક કારભારીઓ એવું સમજેછે કે, રાજાને સારાં માણસની મુલાકાતની વખતે બોલવા ન દેતાં વચમાં પોતેજ વાતચીત કરે, તો પોતાની હુશિયારી ગણાય. પણ એમ કરવાથી રાજાનું અજ્ઞાનપણું જણાયછે; અને એ અજ્ઞાનીને કારભારી ઠગી ખાતા હશે, એવું અનુમાન થાયછે. માટે રાજાને બોલતાં ચાલતાં શીખવીને, કારભારી રાજાને ટેકો આપે, તો તે રાજા સમજુ ગણાય; ને કારભારી ઉપર કશો વેહેમ આવે નહિ. માટે રાજાની હુશિયારી જણાયાથી કારભારીની આબરૂ વધેછે એમ જાણવું.

રાજાઓએ વર્ત્તમાનપત્રો, તથા ચોપાનિયાં વાંચવાં. પોતાનાં પ્રગણાંમાં દરસાલ ફરવા નીકળવું, અને સઘળાં ખાતાંનાં દફતરો તપાસવાં.

ફૂરચંદ—એ વાત તમે ઘણી સારી કહી. હવે એક બીજી રસિક વાત મેહેરબાની કરીને મને સંભળાવો.

સુરચંદ—રૂધિરના પ્રવાહ વિષે એક રસિક વાત કહું, તે સાંભળ.

# रुधिर प्रवाह विषे. १४

એક સમે ચોમાસાનો દહાડો હતો, અને ચારે તરફ વાદળાંથી આકાશ છવાઇ ગયો. આકાશમાં કાટકા થઇને વીજળીના ઝબકારા ઉપરા ઉપરી થવા લાગ્યા. એ દેખાવ જોઈને કાચી છાતીના લોકોની છાતીઓ થડક થડક થવા લાગી; અને વર્ષાદની ગર્જના તોપોના ભડાકા જેવી થતી હતી. મુશળધારે વર્ષાદ વરસવા લાગ્યો. દેવળોના શિખરો ઉપર બેસીને મોર ટહુકા કરતા હતા અને રસ્તામાં કેડ સમાં પાણી વહેવા લાગ્યાં.

**સોરઠો.**

વરસે બહુ વરસાદ, વળી ઝબૂકે વીજળી;
આવે સજ્જન યાદ, વધે વિરહની વેદના. ૧

એક કલાક સુધી એવો વરસાદ વરસીને બંધ પડયો. ધીમે ધીમે વાદળાં વેરાવા લાગ્યાં, અને આકાશ ખુલ્લો થવા લાગ્યો, ત્યારે લોકો રસ્તામાં આવ જા કરવા લાગ્યા; અને કોઇએ કહ્યું કે નદીમાં પૂર આવ્યું છે, તે સાંભળીને માણસો ટોળેટોળાં મળીને નદી જોવા ચાલ્યાં.

એવામાં બાર ઉપર ચાર વાગ્યા, એટલે મેહેતાજીએ નિશાળિયાઓને રજા આપી; ને નિશાળ બંધ કરીને આસિસ્ટંટ અને મહેતાજી ચાર પાંચ માનિટરોને સાથે લઇને નદીનું પૂર જોવા ચાલ્યા. શેહેરના દરવાજા બહાર નીકળીને નદી તરફ જતાં રસ્તામાં બાગબગીચાની રમણિક શોભા બની રહી હતી, તે જોતા જોતા ચાલ્યા.

### સોરઠો.

બન્યો મનોહર બાગ, ભૂમી ત્યાં ભાસે ભલી;
સુંદરિનું સૌભાગ્ય, જોબનમાં જેવું વધે. ૨

એક ડુંગરાના થડમાં થઇને નદી વહી જતી હતી; અને જેમ ગુમાસ્તાઓ રળી રળીને શેઠનું ઘર ભરતા હોય, તેમ કેટલાએક વેહેળા વનનું પાણી લાવી લાવીને નદીમાં ભરતા હતા.

ડુંગરા ઉપર ચડીને જોયું તો આસપાસનું વન સુંદર રળિયામણું જોવામાં આવ્યું; અને સર્પને આકારે વાંકી ચાલતી નદી ભરપૂર પાણીએ ભરેલી, જેવી નવજોબના સ્ત્રી જુવાનીના મદથી ધસમસતી ચાલી આવતી હોય એવી દીઠી.

### સોરઠો.

નદી સ્વરૂપી નાર, સાગર સામી ઊલટી;
પિયુ મળવાનો પ્યાર, કર્ત્તારે કેવો કર્યો. ૩

એક ડુંગરા ઉપરથી પાણીનો ધોધ પડતો હતો, તેનો દેખાવ તથા હડહડાટ, સર્વે લોકોનાં મનને ખેંચતો હતો. તે જોવાને માણસોનાં ટોળેટોળાં ત્યાં જઇને ઊભાં રહેતાં હતાં. મહેતાજીની મંડળી કેટલીએક વાર સુધી ત્યાં ઊભી રહી. પછી મહેતાજીએ કહ્યું કે, ઝાઝી વાર થઇ, માટે હવે ચાલો શેહેરમાં જઇએ.

ત્યારે એક માનિટરે કહ્યું કે સાહેબ, આ ધોધનો અવાજ અચરજ જેવો સંભળાય છે, માટે ઘડીક અહીં ઉભા રહીને સાંભળીએ તો ઠીક. પછી ઘડીક સુધી ઊભા રહ્યા. વળી મહેતાજીએ કહ્યું કે, હવે તો ચાલો શેહેરમાં જઇએ.

પછી તેઓ શેહેર ભણી ચાલ્યા; પણ પેલા માનિટરનું મન તો ધોધનો અવાજ સાંભળવામાં મોહિત થઈ ગયું હતું. તેથી સઉની પાછળ રહીને હળવાં હળવાં પગલાં ભરતો હતો, અને પેલો અવાજ સાંભળવા કાન ધરીને સુરત રાખતો હતો.

### સોરઠો.

જેનું મન જે સાથ, લલચાઈ લાગી રહ્યું,
ગમે ન બીજી ગાથ, રહે લીન તદરૂપ થઈ. ૪

રસ્તામાં એક સુંદર આસોપાલવનું ઝાડ આવ્યું, ત્યાં મહેતાજી ઊભા રહ્યા. કેમકે પેલો માનિટર પાછળ રહી ગયો હતો તેને આવવા દેવા હતો; અને વળી એ ઠેકાણાનો સુંદર દેખાવ જોઇને, તે વિષે સઉને સમજાવતા હતા. તે માનિટર આવી પહોંચ્યા પછી પણ કેટલીએક વાર સુધી ત્યાં ઊભા રહીને વાતો કરી; પણ તે માનિટરે બીજી કશી વાતમાં ધ્યાન આપ્યું નહિ. પેલો અવાજ ત્યાં સુધી સંભળાતો હતો, તેમાંજ તેનું મન હતું. જ્યારે ત્યાંથી ચાલ્યા, ત્યારે વળી તે માનિટરે કહ્યું કે—સાહેબ, પેલો ઘુઘવાટ અહીં સુધી સંભળાયછે; અને મારા મનમાં તો એવું થાયછે કે—જાણે તે ઘુઘવાટ સાંભળવા સારૂ અહીંજ બેસી રહું.

### સોરઠો.

દૃઢ જ્યાં લાગ્યું ધ્યાન, બળતી બીજું વીસરે;
ભૂખ તરસનું ભાન, રૂદયામાંહિ રહે નહી. ૫

મહેતાજી—જેવો આ ઘુઘવાટ અહીં સંભળાય છે, તેવો ઘુઘવાટ શેહેરમાં શું કોઈ દિવસે સાંભળ્યો નથી?

માનિટર—આ ઘુઘવાટ શેહેર સુધી સંભળાતો નથી; અને શેહેરને લગતો બીજો કોઈ ધોધ નથી, કે તેનો ઘુઘવાટ શેહેરમાં સંભળાય.

મહેતાજી—શેહેરમાં એક ઘુઘવાટ આવો ને આવોજ સંભળાય છે, તે હું કોઈ કોઈ વખત ધ્યાન રાખીને સાંભળુંછું.

માનિટર-શું આજ રોજ તે ઘુઘવાટ તમે શેહેરમાં સાંભળ્યો હતો?

મહેતાજી—આજ પણ સાંભળ્યો છે; અને એ પ્રવાહનો ઘુઘવાટ તો હમેશાં સંભળાય છે.

માનિટર—શિયાળામાં અને ઉનાળામાં પણ સંભળાયછે?

મહેતાજી—શિયાળામાં અને ઉનાળામાં, તથા જે વર્ષમાં વર્ષાદનો છાંટો પડ્યો ન હોય તે વર્ષમાં પણ એ પ્રવાહનો ઘુઘવાટ આવો ને આવો સંભળાય છે.

માનિટર—આપના ઘર પાસે સંભળાતો હશે, પણ મારા ઘર પાસે મેં કદી સાંભળ્યો નથી.

મહેતાજી—તમારા ઘર પાસે, તથા નિશાળમાં બેઠાં બેઠાં, અને શેહેરમાં હરેક ઠેકાણે રહીને સાંભળવા ધારીએ, ત્યારે સંભળાય છે.

માનિટર—આ વાત મારાથી માની શકાતી નથી; કેમકે કોઇ માણસે મને કહ્યું નથી કે આ ઠેકાણે પ્રવાહનો ઘુઘવાટ સંભળાય છે.

**સોરઠો.**

"જેને જેનું જાણ, તે સમજે તે વાતમાં;"
"અચરજ ધરે અજાણ, માને નહી મનાવતાં." ૬

મહેતાજી—ત્યારે શું હું જુઠું બોલુછું, એમ તમને લાગેછે?

માનિટર—આપ કદી જુઠું બોલો નહિ, એ વિષે તો મારી

ખાતરી છે; પણ આ વાત મોટી અચરજ જેવી છે, તેનું કેમ હશે?

મહેતાજી—શાસ્ત્રમાં કહ્યું છે કે, હરેક માણસને બેબે આંખો, પણ વિદ્વાનને ચાર આંખો હોયછે. માટે બીજા લોકો દેખી શકે નહિ, એટલું વિદ્વાન દેખે. તેમજ હરેક માણસને બેબે કાન હોય, પણ વિદ્વાનને ચાર કાન હોયછે. માટે વગર ભણેલા સાંભળે નહિ, તે ભણેલા સાંભળે છે.

## સોરઠો.

બે લોચન બે કાન, સર્વેને સંસારમાં;
ધરે દ્વિગુણ વિદ્વાન, જ્ઞાનીને લોચન ઘણાં. ૭

માનિટર—વિદ્યાભ્યાસ તો આપની પાસે મેં કર્યોછે, પણ મારે તો ચાર કાન થયા નથી.

મહેતાજી—હજી તમારો અભ્યાસ કાચો છે. જેમ જેમ પાકો અભ્યાસ થશે, તેમ તમારે કાનનો અને આંખનો વધારો થશે.

માનિટર—ફક્ત પાકા વિદ્યાભ્યાસ વાળાજ તે ઘુઘવાટ સાંભળતા હશે? કે બીજા કોઇના સાંભળવામાં આવતો હશે?

મહેતાજી—જેને વિદ્વાન સંભળાવે તેનાથી સંભળાય છે.

માનિટર—વિદ્વાન સંભળાવે તોજ સંભળાય, ત્યારે શું તેમાં કાંઈ રસાયનક્રિયા કરવી પડે છે કે શી રીતે?

મહેતાજી—રસાયનક્રિયા તો કાંઈ કરવી પડતી નથી. પણ લગાર ઇશારત કરવી પડે છે.

માનિટર—એ ઘુઘવાટ ખરેખરો પાણીના પ્રવાહનો છે?

મહેતાજી—પાણીના પ્રવાહનો નથી, લોહીના પ્રવાહનો ઘુઘવાટ છે.

માનિટર—આ તો વાત અચંબા જેવી છે. પ્રથીરાજરાસામાં અને બીજા જુના ગ્રંથોમાં લખ્યું છે કે, રણભૂમિમાં રૂધિરના પ્રવાહ ચાલતા હતા; અને તેમાં હાથી તણાઈ જતા હતા. પણ તે વાત મારા માનવામાં આવતી નથી. કદાપિ તે વાત સાચી માનીએ; તો પણ આજના વખતમાં રૂધિરનો પ્રવાહ ક્યાંઇ જણાયો નથી, તો તેનો ઘુઘવાટ તો કયાંથી સંભળાય?

મહેતાજી—આખા શરીરમાં લોહીનો પ્રવાહ હમેશાં ફરતો રહેછે, તે તમે જાણોછો કે નહિ?

માનિટર—હા, કેટલાંએક ચોપાનિયામાં એ વાત તો મેં વાંચી છે; અને વળી એવું પણ સાંભળ્યું છે કે, એક જાતના સૂક્ષ્મદર્શકયંત્રથી શરીરમાંનો રૂધિરનો પ્રવાહ જોઇ શકાય છે. પણ તેનો ઘુઘવાટ સંભળાય છે, એવું મારા જાણવામાં નથી.

મહેતાજી—ત્યારે જુઓ કે શરીરમાં ચાલતો રૂધિરનો પ્રવાહ બીજા લોકોથી દેખી શકાતો નથી; પણ વિદ્વાનની વિદ્વત્તાથી દેખી શકાય છે. તેમજ તેનો ઘુઘવાટ પણ વિદ્વત્તાથી સાંભળી શકાય છે.

માનિટર—ત્યારે કૃપા કરીને તે મને સંભળાવો.

મહેતાજી—હવે તમારા કાનમાં આંગળીઓ ઘાલો, એટલે શરીરમાં ફરતા રૂધિરના પ્રવાહનો ઘુઘવાટ સંભળાશે.

માનિટર—(કાનમાં આંગળીઓ ઘાલીને) અહાહા! આ ઘુઘવાટ રૂધિરના પ્રવાહનો હશે?

મહેતાજી—હા, એ રૂધિરના પ્રવાહનો ઘુઘવાટ છે. આપણા દેશના ભોળા લોકો કહેછે કે રાવણની ચિતા બળે છે, તેનો એ ઘુ-

ઘવાટ છે; પણ તે વાત જુદી છે.

માનિટર—રાવણની ચિતાની વાત તો હું માનતો નહોતો; પણ મને એવી ખબર નહોતી કે તે રૂધિરના પ્રવાહનો ધુઘવાટ છે.

મહેતાજી—આપણા દેશના જોગીઓ તેને અનહદ નાદ કહેછે; અને સંસારિક વાતોથી દૂર રહેવા સારૂ એકાંતે વનમાં, ગુફામાં, કે ભોંયરામાં બેસીને પ્રાણવાયુ રૂંધીને, તે અનહદ નાદ સાંભળવામાં મગ્ન રહે છે.

માનિટર—આ ધુઘવાટ, તેનું કારણ સમજીને સાંભળવામાં ચમત્કાર છે ખરો. મારી આટલા વર્ષની ઉમ્મર થઈ, તેમાં કોઈ દહાડે રૂધિરપ્રવાહનો ધુઘવાટ મેં સાંભળ્યો નહોતો. તમે આજ મને એ બાબતનું જ્ઞાન આપ્યું, ત્યારે મેં સાંભળ્યો. હવે મારી ખાતરી થઈ, કે વિદ્વાનને ચાર કાન, અને ચાર આંખો હોય છે; કેમકે વિદ્વાનો જે દેખે છે, તે વગર ભણેલા દેખતા નથી; અને વિદ્વાનો જે સાંભળે છે, તે વગર ભણેલા લોકો સાંભળતા નથી. જેમકે અનંતકોટિ બ્રહ્માંડો છે, એવું વગર ભણેલા કહેછે ખરા, પણ તેઓ દેખતા નથી. જો પુછીએ તો સાફ ના પાડશે કે અમે સાંભળ્યાં છે ખરાં, પણ દીઠાં નથી; અને ભણેલા તરત કહેશે કે રાતની વખતે સેંકડો બ્રહ્માંડ અમારી નજરે પડે છે.

### સોરઠો.

ઉત્તમ ગુરૂથી આમ, અંતર આંખો ઊઘડે;
દાખે દલપતરામ, સ્નેહે સદગુરૂ સેવિયે. ૧

ફૂરચંદ—ભાઈ, નવી નવી વાતો વિદ્વાન લોકો શી રીતે જો-

ડી કહાડતા હશે?

સુરચંદ—ભાઈ, નવી વાતો જોડી કાઢવી તે કવિતા શક્તિનું કામ છે. અને જેમ જેમ બહુ અસરકારક વાત જોડે, તેમ તેમ તેની કવિતા શક્તિ વખણાય છે. ફક્ત વાતો ગદ્યમાં જોડી કહાડવી તે અરધી કવિતા શક્તિ છે. અને તેની પદ્યમાં રચના કરવી તે પૂરી કવિતા શકિતછે. તે કવિતા એક કોડીની કિમતથી તે લાખ રૂપૈયાની કિમત સુધીની થાયછે. તે વિષે વ્યંગ, ધ્વનિ, અને લક્ષણાના સંસ્કૃત ગ્રંથોમાં તથા વ્રજ ભાષાના ગ્રંથોમાં વિસ્તારથી લખેલું છે.

કવિતા શક્તિ ઇશ્વરે આપેલી હોય છે, પણ જેમ જેમ અભ્યાસ કરે તેમ તેમ વધારે ખૂલે છે. તે વિષે મોટી ઘોડાગાડીની એક વાત કહું તે સાંભળ.



# मोटी *घोडागाडी विषे. १९



**મનહર છંદ.**

સાધવા હરેક કામ સાધનનો શોધ કરો;
સાધનથી ગરીબ જીતે મોટા મહીશને;
સાધન વિનાનો શૂરો, કહો તે શું કરી શકે?
સાધનથી એકલો પૂરો પડે પચીશને.
એક ઘોડો એકજ પુરૂષને ઊપાડી શકે;
વીશ ઘોડા હોય તો વાહન થાય વીશને;
દાખે દલપત શ્રેષ્ઠ ગાડીનું સાધન હોય,
બે ઘોડા જોડેલા તાણી જાય એકત્રીશને. ૧

એક દિવસે મુંબઇમાં એક ઉદાર ગૃહસ્થની એવી ઈચ્છા થઇ કે, નિશાળમાં જઇને હુશિયારમાં હુશિયાર વિદ્યાર્થી હોય, એવા એક જણને પચીશ કે ત્રીશ રૂપૈયા ઈનામ આપું.

પછી સવારના દશ કલાક વાગતાં એક બે પોતાના મિત્રોને લઇને નિશાળમાં જઇને બેઠા; અને માસ્તરને કહ્યું કે, ઉપલા વર્ગને

* આમનિબસ. તેને ઠેકાણે હાલ મુંબઇમાં રેલપર ટ્રામગાડી ચાલેછે.

બોલાવો. પછી માસ્તરે તે વર્ગને બોલાવ્યો. તેમાં દશ વિદ્યાર્થીઓ હતા. માસ્તરે કહ્યું કે, આ વર્ગમાં થોડોક અંગરેજી અભ્યાસ પણ ચાલેછે. વળી બીજા વર્ગના ૧૦ ને બોલાવીને બીજી હારમાં બેસારીને કહ્યું કે, ગુજરાતી અભ્યાસમાં આ વર્ગ ઉત્તમ છે. શેઠે માસ્તરની આંકણી હતી તે હાથમાં લીધી, અને પેહેલા વર્ગનાને પુછ્યું કે, બુદ્ધિપ્રકાશનાં ૨૦૦ પૃષ્ઠ ભરાય, એવો આંકણી વિષે એક નિબંધ રચાવવા વાસ્તે રૂ ૫૦૦) નું ઈનામ ઠરાવીને છ મહિનાની મુદત કરીએ; અને જેનો નિબંધ સહુથી સરસ જણાય, તેને ઈનામ મળે, એવો ઠરાવ કરીએ; તો તમારા વર્ગમાંથી એ નિબંધ રચવાની કબુલાત આપી શકે એવા કોણ કોણ છે?

ત્યારે દશે જણાએ કહ્યું કે, આંકણી વિષે ઘણું તો બે કે ત્રણ પૃષ્ઠ લખી શકાય; પણ ૨૦૦ પૃષ્ઠ ભરી શકાય નહિ.

શેઠ—જ્યારે તમારી એટલી હિંમત નથી, ત્યારે હજી તમારી તર્કશક્તિ સારી પેઠે ઊઘડી નથી એવું જણાયછે.

પછી ગુજરાતી વર્ગમાં પ્રભુરામ નામે એક વિદ્યાર્થી તર્કશક્તિવાળો હતો, તેની મરજી થઇ, કે એ નિબંધ રચવાની હું કબુલાત આપું. પણ વળી તેણે વિચાર્યું કે, અંગરેજી વર્ગનાને પુછેછે, તેની વચે મારે બોલી ઊઠવું યોગ્ય નહિ. મારા વર્ગમાં પુછશે ત્યારે હું બોલીશ.

શેઠે જાણ્યું કે, સહુથી વધારે અભ્યાસવાળા આ ૧૦ જણા છે; તો પછી બીજાઓને પુછવાની જરૂર નથી. એવું ધારીને ફરીથી પુછ્યું, કે બે માળની ઘોડાગાડી મુંબઇમાં તમે દીઠી હશે; અને જો દીઠી ન હોય, તો આ ચિત્ર જુઓ.

સઉએ કહ્યું કે, તે અમે દીઠી છે. ત્યારે શેઠે કહ્યું કે, આજ ૭ કલાક સુધીમાં બુદ્ધિપ્રકાશનાં પાંચ પૃષ્ઠ ભરાય એવડો નિબંધ એ ગાડી વિષે કોણ કોણ રચી આપશે?

સઉએ કહ્યું કે, કાલની મુદત રાખો તો અમે તપાસ કરીએ કે તે ગાડીઓ કેઇ કંપનીએ કરી છે, કિયે દહાડે પેહેલ વેહેલી ચાલી, દરએક ગાડીનું કેટલું ખર્ચ થયું, દરરોજ કેટલું ખર્ચ, અને કેટલી પેદાશ છે; ઇત્યાદિ પુછીને, પાંચ કે છ પૃષ્ઠનો નિબંધ દરએક જણ રચી આપીએ.

શેઠ—પુછીને કે બીજી ચોપડીઓમાંથી તરજુમો કરીને લખો, તે તમારી તર્કશક્તિ કહેવાય નહિ; અને અમારે તો તમારી તર્કશક્તિની પરીક્ષા કરવી છે. માટે તમારા મનમાં નવા તર્ક ઉપજાવીને રમુજી નિબંધ લખો. પછી સઉએ કહ્યું કે, અમે તો એ વિષે એટલાં પૃષ્ઠ ભરી શકીએ નહિ.

શેઠ—તે ગાડી વિષે લખી ન શકો તો, આંકણી, મેજ, સ્લેટ, કે પેન, એ ચાર માંહીથી ગમે તે એક વસ્તુ ઉપર આજ છ કલાકમાં લખી શકો તેટલાં પૃષ્ઠ લખો. સઉથી સરસ નિબંધ હશે, તેના દર પૃષ્ઠના ત્રણ રૂપૈયા પ્રમાણે હું ઇનામ આપીશ. એમ કહીને અંગરેજી તથા ગુજરાતી એ બંને વર્ગના બધા વિદ્યાર્થીઓને કોરા કાગળો આપીને વેગળે વેગળે લખવા બેસાર્યા.

સાંજના ૪ વાગતાં બધા નિબંધો તપાસ્યા, તેમાં સઉથી સરસ પેલા પ્રભુરામનો લખેલો નિબંધ હતો; તે આ નીચે લખીએ છીએ.

## શૃંગારરસ.

કાઠિયાવાડનો એક રજપુત સરદાર મુંબાઈ જોવા સારૂ આવ્યો હતો. તેની સાથે આશરે ૨૫ માણસો હતાં; અને મહિમાદેવીના ચોકમાં એક માળો ભાડે રાખીને, તેમાં તેણે ઊતારો કર્યો હતો.

એક સમે તેના કેટલાક નોકરો ચૌટામાં જણશ ભાવ લેવા ગયેલા, કોઈ કોટમાં ગયેલા, અને કેટલાએક નીચેના માળમાં સૂતા હતા, કોઈ બેઠા હતા, કેઇ તો બાજી રમતા હતા, અને પેલો ઠાકોર તો ત્રીજે માળે બારીએ બેસીને આસપાસની મોટી મોટી હવેલીઓના કરા, પછીતો, અગાશીઓ, છજાં, અને છાપરાં વગેરેનો દેખાવ જોતો હતો.

કેટલીએક હવેલીઓ ગુલાબી રંગની રંગેલી, તે જાણે કે સાંઝને સમે પૃથ્વીને લગતો ગુલાબી રંગનો આકાશ દેખાતો હોય, એવી શોભતી હતી; અને કેટલીએક તો શ્વેત ચળકતા રંગથી રંગેલી, તે જાણે કે બરફવાળી હિમાચળ પર્વતની ટેકરી હોય તેવી દેખાતી હતી.

કેટલીએક તો કાળા રંગથી રંગેલી, તે જાણે કે વર્ષાદનાં વાદળાં પૃથ્વી ઉપર ધસ્યાં હોય, એવી દેખાતી હતી કેટલીએક પીળા રંગથી રંગેલી, તે જાણે કે સોનાની હવેલી હોય, કે સોનાની ગારે લીંપેલી હોય, એવી દેખાતી હતી.

એક એક માળને દશ દશ સુધી બારીઓ, અને એવી ઉપરાઉપર સાત સાત માળની બારીઓની ઊભી હારો, તથા આડી હારોની માંડણી બરાબર સીધી લીટીમાં દેખાતી હતી, તે જેમ ચંદરવામાં કે ગાલીચામાં, બીબાંથી કે ગુંથણીથી ભાત પાડી હોય, એવી દેખાતી હતી.

તે બારીઓનાં બારણાં કાચનાં ચળકી રહેલાં, તે જાણે કે, મોટા મોટા કાચના તખતાની હારો જોડવેલી છે; અને બારીએ કાચની હાંડી લટકી રહેલી, તે જાણે કે, તે હવેલીના નાકની બુલાખનું મોતી ચળકેછે. હવેલી ઉપર ખબુતરનું જોડું બેઠું હતું તેને જોઇને કહેછે કે, આ ખબુતરો મહા ભાગ્યશાળી છે, કે આવી સુંદર હવેલી ઉપર સજોડે બેઠાં છે.

વળી રસ્તામાં ઘોડાગાડીઓ હારાદોર દોડતી હતી, તેનો ગગડાટ કાને સંભળાતો હતો; તે જાણે કે સમુદ્રના પાણીનો, કે મોટી નદીના પ્રવાહનો ગગડાટ સંભળાય છે. વળી ટાઉન હાલના મેદાનની હવેલીઓને સંભારીને કહેવા લાગ્યો કે, તે ચારે તરફ એકજ ઘાટની હવેલીઓ જુદા જુદા ધણીની હશે, કે આયના મેહેલમાં એક વસ્તુ હોય તે ચારે તરફના આયનામાં દેખાય, તેમ એકજ હવેલીનાં પ્રતિબિંબ હવામાં ચારે તરફ દેખાતાં હશે. અરે! જો મને આ ઠેકાણે ભમરો સરજ્યો હોત, તો આ બધી હવેલીઓમાં ચારે તરફ ફરીને જોઇ આવત. જો આમાંથી લઈ જવાતી હોત, તો એક હવેલી ઊપાડીને મારે ગામ લઈ જાત, અને ત્યાંના લોકોને દેખાડત. કે મુંબઈમાં આવી હવેલીઓ છે. તે વિના આ શોભાની બધી વાત તેઓના મનમાં ઊતરશે નહિ.

વળી તે વિચારે છે, કે મારા ગામમાં તો એક દરબારની હવેલી છે, અને બીજી બે ત્રણ લખેશરીઓની હવેલીઓ છે. તે હવેલીઓ આની આગળ તો કશા હિસાબમાં નથી; અને આ દર એક હવેલી હલકામાં હલકી પણ પચાશ હજાર રૂપૈયાની હશે, ત્યારે

તેના ધણી પાસે ઘરાણું ગાંઠું અને પૈસો ટકો મળીને, ઓછામાં ઓછી પચાશ હજારની બીજી મુડી તો જરૂર હશે. માટે આ મુંબઈમાં જેટલી હવેલીઓ છે, તેટલા તો લખેશરી ગણવાજ જોઈએ. રાતને દહાડો, ઘોડાગાડીઓની દોડાદોડ મટતીજ નથી. તેથી કહી શકાતું નથી કે, આ શેહેરમાં ઘોડાગાડીઓ કેટલી હશે; અને ગાડી રાખનારને ઘાસ, દાણા, ગાડીવાનનો પગાર, તથા તબેલાના ભાડા વગેરેના થઇને વર્ષ દહાડે ૨૫૦૦)નું તો ખર્ચ હશેજ. ત્યારે એ લોકો બધું મળીને વર્ષ દહાડે કેટલું કમાતા હશે? આ હવેલીઓના પાયામાં સોના રૂપાની ખાણો હશે કે શું? મારા ગામના વેપારી મુશકેલીથી વર્ષમાં બસે ત્રણસે રૂપૈયા પેદા કરેછે; અને આ લોકની પાસે પારશમણી હશે? કે કોઈ દેવ તેઓને નાણાં આપી જતો હશે?

જેણે પૂરાં પુણ્ય કર્યા હશે, તેઓ મુંબઈમાં રહેતા હશે. જેણે મુંબઈ જોઇ નથી, તેનો જન્મ વ્યર્થ ગયો. હું જાણુંછું કે સ્વર્ગ તે આજ હશે.

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દેવી દેવ સમાન માનવિ દિશે, વૈમાનશાં વાહનો;
શોભા સુંદર મંદિરોનિ નિરખી, મેળો મહોત્સાહનો,
શું હું જાગૃત છું જરૂર ઉરમાં, કે સ્વપ્નની વાત છે?
સાચું મુંબૈ નામ આ શહર છે, કે સ્વર્ગ સાક્ષાત છે? ૧

## ભયાનક રસ.

એવામાં તેની નજરે એવો દેખાવ પડયો, કે ચૌટા વચ્ચે હાથ દોડતો આવેછે. તેની પીઠ ઉપર હોદામાં કેટલાએક લોકો બેઠા હતા

અને અગાડી મહાવત બેઠો હતો; એવું તેણે દીઠું કે તરત ગભરાઇને ઊઠયો, અને દાદરા ભણી દોડયો.

એક સમે દસરાની અસ્વારીમાં પોતાના રાજાનો હાથી ગાંડો થયો હતો, તે મહાવત સુધાંને લઇને નાઠો હતો. તે સમે સઉના હોશ ઊડી ગયા હતા, તે વાત બધી તેને સાંભરી આવી; અને જાણ્યું કે ચૌટાવચ્ચે મોટો હાથી દોડયો આવે છે. તે કંઇકને છુંદી નાખશે. તેથી દાદરે જઇને બુમો પાડીને પોતાનાં માણસોને બોલાવ્યાં;—

ઓ ભીમડા, અલ્યા ઓ માધિયા, રામલા, તમે કયાંછો? અરે તમે કયાં છો? કોઈ છે કે નહિ? કેમ કોઇ બોલતું નથી?

એવું સાંભળીને નોકર ચાકરો ગભરાઈ ગયા; અને જાણ્યું કે, ઠાકોર એકલા ત્રીજે માળે બેઠા હતા, માટે ભૂતબૂત વળગ્યું, કે શું થયું? ઠાકોરનું શરીર થરથર ધ્રૂજતું હતું, અને આંખો ચકર વકર થઈ ગયેલી અને ગભરાયેલા જણાતા હતા; તથા શરીરે પરસેવો બહુ વળ્યો હતો.

નોકરો—સાહેબ! સાહેબ! ખમાં! ખમાં! શું છે? શું છે?

ઠાકોર—અરે દોડો! દોડો! આપણું કોઈ માણસ હેઠળ ગયું હોય તો તેને ઝટ ઉપર બોલાવો, નહિ તો હમણાં સત્યાનાશ વળી જશે!

નોકર—અરે સાહેબ, કહો તો ખરા શું છે? ધાડબાડ પડી છે કે શું?

ઠાકોર—અરે! તમે મને પછી પુછજો. જાઓ! જાઓ! કોઈ હેઠળ ગયું હોય તો તેની સંભાળ લ્યો, કે તે સાજો નરવો રહ્યોછે કે નહિ? અરે! બીજાનું તો ગમે તેમ થાઓ, પણ મારી માસીના દીકરા ઉમજીભાઇ અને બુમજીભાઇ ક્યાં છે? તેઓને બોલાવો.

નોકર—એ તો બંને જણા કોટમાં ગયાછે, તે હજી મોડા આવશે.

ઠાકોર—અરે! હાયહાય! ઓ બહુચરા મા! હવે ઉમજીભાઇને અને બુમજીભાઇને, હું સાજા નરવા દેખીશ તો, અણવાણે પગે ચાલીને, હું તારે પારે આવીશ; અને અત્યારથી પાઘડી નહિ બાંધું. એમ કહીને, માથા ઉપર નવઘરૂં બાંધ્યું હતું તે ફેંકી દીધું, અને એક ધોળો ફેંટો માથે બાંધ્યો; અને હાથ જોડીને, ઊંચું જોઇને કહ્યું કે, ઓ અંબા મા! જો હું ઉમજીભાઈનું અને બુમજીભાઇનું મોં દેખીશ, તો તારે પારે આવીને, માનગત પૂરી કર્યા પછી હું માથે પાઘડી બાંધીશ.

અરે! હાય! હાય! ઘેરથી નીકળ્યા ત્યારે કાળી બલાડી આડી ઊતરી હતી, ત્યારે મેં તો પાછા વળવાનું મન કર્યું હતું; પણ સઉએ કહ્યું કે, ડાબે પડખે ગઈ, માટે એ તો સારાં શુકન કહેવાય. પણ મારા મનમાં તે દહાડાનો ખરખરો રહેતો હતો. તે જુઓ! શુકનનો ભાવ ભજવ્યો ખરો? અરે! શુકન તો દીવોછે. હવે ઘેર જઇને શું મોઢું દેખાડીશું?

નોકર—અરે ઠાકોર, ખમાં તમને! અને ખમાં ઉમજીભાઇ બુમજીભાઈને! કહો તો ખરા, શું છે? કાંઇ ખોટું સ્વપનું લાગ્યું, કે કાંઈ કોતક દીઠું?

ઠાકોર—અરે! આપણા દરબારનો હાથી તે દહાડે દશરાની અસ્વારીમાં ગાંડો થઇને નાઠો હતો, તેવોજ એક ગાંડો હાથી અહિંના ચૌટાવચે દોડતો આવેછે. માટે કંઇક માણસોનો ઘાણ વળી જશે.

નોકર—તે ક્યાંછે? (એમ કહીને જોવા સારૂ બારી ભણી જાયછે.)

ઠાકોર—અરે ભલા માણસ, આઘો જઇશ નહિ; નહિ તો બારીમાં લાંબી સૂંઢ કરીને તને પકડીને રસ્તામાં પછાડશે.

નોકર—(બીતો બીતો બારીએ ડોકિયું કરીને, જોઇને બોલ્યો) સાહેબ, હાથી નથી. આ તો કાંઇક બીજું છે. આવો આવો, જુઓ તો ખરા; જોવા જેવું છે.

ઠાકોર—(બારીએ જઇને જુએછે) અહો! આ શું હશે? ચાલો ચાલો હેઠળ જઇને જોઇએ. આ તો કાંઈ નવાઈ જેવુંછે.

પછી તે બધા લોકો જોવા સારૂ હેઠળ ગયા; અને માંહોમાંહી બોલ્યા, કે આ તો આગગાડીના જેવી બે માળની ઘોડા ગાડી છે. તેમાં બાર માણસો નીચેના માળમાં, અને સોળ જણ ઉપલા માળમાં બેઠા હતા. તેઓ જુદી જુદી નાતોના હતા. તે ગાડીમાંથી નીકળતા ગયા, તેમ ઠાકોર એકે એકે ગણતો હતો.

પેહેલો નીકળ્યો પારસી ને બીજો બાબુ, ત્રીજો ત્રવાડી મેવાડો ને ચોથો ચમાર, પાંચમો પખાલી ને છઠો છીપો, સાતમો સિપાઇ ને આઠમો ઔદીચ, નવમો નાગર ને દશમો દૂબળો, અગિયારમા ઉમજીભાઈ ને બારમા બુમજીભાઇ, તેરમો તિલંગો ને ચૌદમો ચડીમાર, પંદરમો પાવૈયો ને સોળમો શ્રીમાળી, સતરમો સંન્યાસી. ને અઢારમો આહીર, ઓગણીશમો ઓળગાણો ને વીશમો વીશનગરો એકવીશમો ઈરાની ને બાવીશમો બાવો, ત્રેવીશમો તરગાળો ને ચોવીશમો ચુનારો, પચીશમો પીંજારો ને છવીશમો છાશવાળો, સત્તાવીશમો સિંધી ને અઠાવીશમો ઓઝો.

આગળ બે હાંકનારા બેઠા હતા, અને પાછળ એક સીસોડી

બજાવનાર ઊભો હતો, તેની કોટમાં હજામના જેવી કોથળી ભરાવેલી હતી, તેમાં સઉની પાસેથી પૈસા લઈ લઇને ભરેલા હતા. બધા લોકો ઊતરી રહ્યા પછી—

તતુડીવાળો—છછ દોઢિયાં, છછ દોઢિયાં! એ વાણિયા, એ વાણિયા! એ! એ! આવવું છે કે?. આમલી! આમલી!

ઠાકોર—(એક દોકાનવાળાને પુછેછે) આ આમલી! આમલી! શું કહેતો હશે?

દોકાનવાળો—તે એમ કહેછે કે અહિંથી જે બેસશે, તેને કોટમાં આમલીનું ઝાડ છે, ત્યાં ઊતારશે; અને છ પૈસા લેશે. પછી જોતાં જોતાંમાં ઊતારૂઓ ભરાઈ ગયા, એટલે ગાડીની પાછળ બારણાં આગળ ઉભો રહીને તતુડીવાળે તતુડી બજાવી; એટલે ઘોડાવાળે કોટ તરફ ગાડી દોડાવી.

ઠાકોર વગેરે બોલ્યા—ઓહોહોહોહો!! એ જાય! એ જાય!—ગઇ!!! ગઇ!!

નોકર—સાહેબ, તમે સૂંઢ કે દંતુસર જોયાવિના એકદમ શી રીતે જાણ્યું કે ગાંડો હાથી આવેછે?

ઠાકોર—મારા જનમારામાં આવી ગાડી દીઠેલી નહિ; અને તેનો ઉપલો ભાગ મારી નજરે પડતાંજ મને ગાંડો હાથી સાંભરી આવ્યો. એ રીતે વાતો કરતા સઉ સઉને ઠેકાણે ગયા.

આ વિષયથી આપણને એટલો બોધ મળેછે કે, આપણા પૂર્વજોએ એવી અચરજવાળી ગાંડી નજરે પણ દીઠી નહિ હોય, તેવી ગાડીઓ, તથા બીજા કેટલાએક સાંચા અંગરેજોની સોબતથી આપણા

લોકો કરવા લાગ્યા. તેમજ વિશેષ ઉદ્યોગ કરશે તો જને દહાડે વિલાયતના લોકો જેવા આપણા લોકો હુશિયાર થશે, અને અચરજ ભરેલાં કામ કરશે. તેથી આપણો દેશ ધનવાન અને સુખી થશે.

એ નિબંધ સાંભળીને શેઠ બોલ્યા, કે આ તમારા નિબંધની કિંમત તો વધારે છે, પણ હાલ હું તમને ત્રીશ રૂપૈયા ઇનામ આપુંછું; અને મારી ખાતરી થઈ, કે આંકણી વિંધે બસે પૃષ્ઠનો નિબંધ તમે રચી શકો એવી તર્કશક્તિ તમારામાં છે. એમ કહીને સલામ કરીને ઘેર ગયા.

**દોહરો.**

શેઠ વડો સોસાઇટી, મુજ આત્મા પ્રભુરામ;
રમૂજ માટે આ રચી, રચના દલપતરામ. ૧

એ રીતે સુરચંદને મહોડેથી નાના પ્રકારનો તાર્કિક બોધ સાંભળીને, ક્રૂરચંદની ક્રૂરતા જતી રહી, અને દયાળુ તથા ઉદ્યોગી થયો.



## ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તક.

| પુસ્તક અને ગ્રંથકાર. | કિંમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| રા. સા. મહીપતરામ રૂપરામ કૃત. અકબર ચરિત્ર. | ૦॥ | ૦)–॥ |
| શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ કૃત. ઉત્સર્ગમાળા. | ૦॥ | ૦)–॥ |
| ,, ગુજરાતી ભાષાનો ઇતિહાસ. | ૦। | ૦)– |
| શાહ મગનલાલ વખતચંદ કૃત. કથનાવળી. | ૦। | ૦)– |
| રા. વિઠલદાસ ધનજીભાઈ કૃત. કેરી વસ્તુનું વર્ણન. | ૦।– | ૦)– |
| ,, ગુજરાતના ભીખારીઓ. | ૦। | ૦)– |
| ,, ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦॥ | ૦)– |
| ,, સ્ત્રીનીતિધર્મ. | ૦॥ | ૦)–॥ |
| રા. ચુનીલાલ બા૦ મોદી કૃત. મહાન આલ્ફ્રેડનું ચરિત્ર. | ૦।– | ૦)– |
| ,, ફ્રાન્સદેશમાં રાજની ઉથલપાથલ. | ૦॥। | ૦)–॥ |
| એક વિદ્વાન કૃત કિમિયાગર ચરિત્ર. | ૦। | ૦)– |
| મિ. એદલજી જ૦ ખોરી કૃત. દુકાળ વિષે નિબંધ. | ૦॥– | ૦)–॥ |
| કવિ દલપતરામ ડા૦ કૃત. અંગઉધારનો ઝઘડો. | ૦)૦। | ૦)૦॥ |
| ,, કવિતા વિલાસ. | ૦॥। | ૦)–॥ |
| ,, કચ્છ ગરબાવળી. | ૦।= | ૦)–॥ |
| ,, જાદવાસ્થળી. | ૦)૦॥ | ૦)૦॥ |
| ,, તાર્કિક બોધ. | ૦। | ૦)– |
| ,, દૈવજ્ઞ દર્પણ. | ૦। | ૦)– |
| ,, ફાર્બસ વિરહ. | ૦)– | ૦)૦॥ |
| ,, બાળ વિવાહ નિબંધ. | ૦। | ૦)– |

કવિ દલપતરામ ડા० ભૂત નિબંધ. ०।= ०)–

,, માતપિતાની સ્તુતિ. ०)०। ०)०॥

,, મિથ્યાભિમાન નાટક. ०।= ०)–॥

,, રાજવિદ્યાભ્યાસ. ०)– ०)०॥

,, વિક્ટોરિયા મહારાણીજીના છંદ. ०)०। ०)०॥

,, લક્ષ્મી નાટક. ०)≡ ०)०॥

,, વચન વિવેક બાવની. ०)०॥०)०॥

,, વિદ્યાબોધ. ०। ०)–

,, શામળ શતસાઈ. ०)≡ ०)०॥

,, હુન્નરખાનની ચઢાઈ. ०)– ०)०॥

,, સંપલક્ષ્મી સંવાદ. ०)– ०)०॥

,, સ્ત્રી સંભાષણ. ०)–॥ ०)०॥

,, જ્ઞાતિ નિબંધ. ०।– ०)–॥

,, ગરબાવળી ભાગ ૧ લો. ०)– ०)०॥

રા. સા. કેશવલાલ મો० કૃત. સ્થાનિક સ્વરાજ્ય. ०॥ ०)–॥

રા. કૃષ્ણરાવ ભો० કૃત. નારીશિક્ષા ભાગ ૧લો. ०।≡ ०)–

,, એજન ભાગ ૨ જો. ०॥– ०)–॥

પુરા. નાગેશ્વર જ્યે० કૃત સીતા દમયંતીનાં આખ્યાન ०)≡ ०)०॥

બાળલગ્નના સંબંધમાં આપણું કર્તવ્ય–ભાષણ. ०)– ०)०॥

રા. સા. બુલાખીદાસ ગંગાદાસ કૃત કેળવણી. १) ०)=

રા. બાપાલાલ મા० ભટ્ટ કૃત ખેતીવાડીનાસુધારાવિષે. ०॥। ०)–॥

રા. બળવંતરામ મહાદેવરામ કૃત નીતિમંદિર. ०॥। ०)–॥

,, પ્રાણી વર્ણન ભાગ ૧ લો ०॥ ०)–॥

| | | |
|---|---|---|
| ,, ,, ભાગ ૨ જો. | ાા | ૦)-ાા |
| ,, ,, ભાગ ૩ જો. | ાા | ૦)-ાા |
| ,, ત્રણેભાગ ભેગા. | ૧ાા | ૦)≡ાા |
| ,, પુનર્વિવાહ પ્રબંધ. | ૦ા- | ૦)- |
| ,, વેણીસંહાર નાટક. | ાા | ૦)-ાા |
| ,, વનસ્પતિશાસ્ત્રનાંમૂળતત્વો. | ૦ાા- | ૦)-ાા |
| રા. સા. મયારામ શં૦ કૃત કન્યાઓની અછત. | ૦ા≡ | ૦)-ાા |
| ,, સેવિંગબેંકની અગત્ય. | ૦ા= | ૦)- |
| રા. મોહનલાલ કલ્યા૦ કૃત જમણવારવિષે નિબંધ | ૦ાા | ૦)- |
| દા. મોરેશ્વર ગોપા૦ દેશમુખ કૃત ભિક્ષુકવિષે નિબંધ | ૦ાા | ૦)- |
| રા. મણિશંકર પ્ર૦ પંડિત કૃત સત્સંગવિષે નિબંધ | ૦)-ાા | ૦)૦ાા |
| રા. ભવાનીશંકર રામે૦ કૃત પરદેશી માલ આપણા દેશમાં તૈયાર કરવા શા ઉપાય યોજવા ? | ૦ાા | ૦)-ાા |
| ત્રિભોવનદાસ મો૦ શાહ કૃત આરોગ્યતા અને સ્વચ્છતા | ૦ાા= | ૦)= |
| રા. ગણપતરામ રાજા૦ ભટ્ટ કૃત બાળલગ્નથી થતી હાનિ વિષે સરસ્વતી ગુણવંતની કથા. | ૦ા= | ૦)-ાા |
| રા. ગણપતરામ કૃત પાર્વતીકુંવર ચરિત્ર. | ૦)≡ | ૦)- |
| મિ. રહેમાનખાં કા૦ વ૦ કૃત સુરત-માંડવીનું દેશી રાજ્ય. | ૦ાા | ૦)-ા |
| બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨-૩-૪. ( દરેકના ) | ૧) | ૦)-ાા |
| ,, પુસ્તક ૧૧ મું. | ૧)= | ૦)= |

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ-માં સોસાઈટીએ પ્રસિદ્ધ કરેલાં, સાધાં તેમજ બીજા પ્રતિષ્ઠિત ગ્રંથકારોનાં પુસ્તકો વેચાય છે.

સોસાઈટીનાં પુસ્તકો સામટાં રૂ૧૦) થી રૂ૨૫) સુધીનાં ખરીદ કરનારને સેંકડે દશ ટકા પ્રમાણે કમિશન તથા ટપાલખર્ચ આપવામાં આવે છે. રૂ૨૫) કે તેથી વધારેનાં સામટાં પુસ્તક ખરીદ કરનારને ટપાલખર્ચ ઉપરાંત વીશ ટકા પ્રમાણે કમિશન આપવામાં આવે છે.

બીજા ગ્રંથકારોનાં પુસ્તકોપર કમિશન કે ટપાલ ખર્ચ આપવામાં આવતાં નથી.

રોકડી કિંમત પૂરી મોકલનારને અથવા વેલ્યુ પેએબલ પોસ્ટથી મગાવનારને પુસ્તકો મોકલવામાં આવશે.

નોટપેડ પત્ર લેવામાં આવતા નથી; અને જેમને જવાબ જોઈતો હોય તેમણે તે માટે ટપાલની ટિકિટ કે રિપ્લાઈ કાર્ડ મોકલવું.

સોસાઇટીની ઓફિસમાં વેચાતાં પુસ્તકોની એક જુદી યાદી છપાવવામાં આવી છે, તે ટપાલ ખર્ચ માટે અર્ધા આનાની ટિકિટ મોકલનારને મફત મોકલવામાં આવશે.

"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આસિસ્ટંટ સેક્રેટરી, અમદાવાદ," એ શીરનામે પત્ર લખવાથી પુસ્તકો મળશે.